# ૨૦૯૭ હોમ.

## અવસ્તામાં મલતું એનું વર્ણન

### વેદના સોમની સરખામણી સાથ.

નામદાર સર જમશેદજી જીજીભાઇ પેહલા બેરોનેટની

યાદગારીને માટે ઉભી કરેલી જરથોશતી મદ્રેસાનો

### ઈનામનો રેસાલો

સને ૧૨૫૨ યઝદેજરદીના સાલનો.

સર જમશેદજી જીજીભાઈ ત્રાન્સલેસન ફંડના

આસરા હેઠલ છપાવ્યોછે.

---

લખનાર

એરવદ જીવનજી જમશેદજી મોદી.

---

મુંબઈ મધે

ફ્રોર્ટ પ્રિંટિંગ પ્રેસમાં

સેમ્યુઅલ હાઈમ પ્રીંટરે છાપ્યુંછે.

---

૧૮૮૪.

# અવસ્તાનાં હોમનું વર્ણન

## વેદના સોમની સરખામની સાઠ.

---

### બાબ પેહેલો.

### હોમની જાત અને તેઓનાં નામો.

**૧ ચાર જાતનાં હોમ**—અવસ્તામાં આપણને ચાર જાતના હોમોના નામ મલે છે. **૧ લો.** હોમ નામનો એક પેગમબર. એનું બેઆંન મુખ્ય કરીને યજશનેનાં "હાવનીમ્" "વિશ્ અપાંમ" અને "શ્રાયો હઇથીમ્" નામના ૯, ૧૦ અને ૧૧ માં હામાંથી મલે છે. વળી વડી સરોશ યશ્ત[૧] મેહેર યશ્ત[૨] અને અરશીસંગ[૩] યશ્તમાંથી એ વિષે ઇશારાઓ મલે છે.

**૨ જો.** હોમ એક પેહેલવાન છે. એને વિષે આપણને કેઠ લાંબું વર્ણન મલતું નથી પણ યજશનેનાં "આઇઓ હઇથીમ્" નામના હામાંથી[૪] તમજ ગોશ[૫] અને અરશીસંગ[૬] યશ્તોમાંથી પુશ્તા ઇશારાઓ મલે છે.

**૩ જો.** હોમ નામનો એક શખ્સ દીસે છે. ફરવરદીન યશ્ત[૭] માં "હોમ ખરેનંઘ" તરીકે એનું નામ મલે છે તે સિવાય એની કંઈ હકીકત આપણને અવસ્તામાંથી મલતી નથી. ફરવરદીન યશ્તમાં જયાં જુદા જુદા ધણીઓની ફરવશીઓને યાદ કરી છે ત્યાં એકજ જગાએ ફકત એ નામ મલે છે કે "હોમખરેનંઘની ફરવષીને હમો આરાધીએ છીએ."

**૪ થો.** હોમ એક પાલો છે. યજશનેનાં ૯, ૧૦ ને ૧૧માં હામાં

---

(૧) ક. ૮. (૨) ક. ૮૯. (૩) ક. ૫. (૪) ઇ. હા ૧૧ ક. ૭. (૫) ક. ૧૭. (૬) ક. ૩૭ ને ૩૮. (૭) ફકરો ૧૧૬.

એ પાલાની "શરીરને તેમજ આત્માને અતિ ઘણી ફાયદો કરનારી ખાશીએતો"નું.[૧] વર્ણન આવ્યુંછે. એ સિવાય યજશ્નેનાં જુદા જુદા ભાગોમાં, વંદીદાદમાં અને યશ્તોમાં એ પાલાના ગુણો વિષે ઇશારાઓ મલે છે.

**૨ એ ચાર હોમોનાં ખાસ નામો**—હવે એ ચાર હોમોનાં નામો શું છે તે વિષે આપણ વિચાર કર્યે, કારણકે તેઓને છુટા પાડતાં એ નામો આપણને જરા ગુચવણમાં નાખે છે. એઓ વિષે બોલતાં અવસ્તામાં આપણને આએ નીચલાં નામો મલે છે. "હોમ દુરઓષ," "હોમ ફ્રાષમી," અને હોમ "ઝાઇરી." "હોમ ખરેનંઘ" નું નામ આપણ ગણતા નથી, કારણકે તે ફ્કત એકજ જગાએ ફરવરદીન યશ્તમાં આવે છે. તે કોઇ તરાહેત નેક ધણી દીસે છે જેને કાંઇ સારૂં કામ કર્યું હોય, જેને માટે તેનું નામ યાદગાર રાખવાની જરૂર દીસી હોય.

હવે એ ત્રણ નામોમાંથી પેગંબરને કયું નામ લગાડવું અને પેહલવાનને કયું અને પાલાને કયું તે જરા પેહેલ વેહેલાં ગુચવણભરેલું દીસે છે ખરૂં, પણ થોડોક વિચાર કરતાં આપણ એ ગુચવણ દુર કરી શકીયે છીએ.

**૩ પેગંમબર તે હોમ "દુરઓષ"**—હાવનીમના હા[૧] ઉપરથી માલમ પડે છે કે હોમ પેગમબર તે હોમ "દુરઓષ"જ છે. જરથોશ્ત સાથની વાતચીતમાં જરથોશ્તનાં સવાલના જવાબમાં તે કહે છે કે "હું હોમ દુરઓષ છું." એજ હામાં[૨] જયાં જયાં જરથોશ્ત એને બોલાવે છે ને એને વિષે બોલે છે ત્યાં ત્યાં એને "દુરઓષ" કહે છે. એ ઉપરથી ત્યારે એ હોમ પેગમબરનું ખાસ નામ હોમ "દુરઓષ" દીસે છે.

**૪ પેહલવાંન તે હોમ ફ્રાષમી**—હવે બીજા હોમ એટલે હોમ પેહલવાંનનું નામ હોમ ફ્રાષમી છે એમ ગોશ[૩] અને અરશીસંગ[૪] યશ્તો ઉપરથી માલમ પડેછે. એ યશ્તો પ્રમાણે "દ્રવાસ્પ" અને "અરશીસંગ"ની, એ તંદરૂસ્તી આપનાર, ખુબસુરત, હકુમત કરનાર,

(૧) ડા. હાઉના રેસાલા પા. ૧૭૬. (૧) હા ૯ ફ. ૨. (૨) ફ. ૪, ૬, ૧૦ ને ૧૩. (૩) ફ. ૧૭ (૪) ફ. ૩૭, ૩૮, ૩૯.

સુનેરી (અથવા પીલી) આંખવાલા "હોમ ફ્રાષમી" એ "અલબોર્જ" પહાડની બુલંદ ટોંચ ઉપર આરાધના કીધી, અને ચાહુયું કે ઘાટકી તુરાની "અફ્રાસીઆબ"ને બાંધે અને કેખોશરૂ આગળ લઇ જાય. દ્રવાસ્પે[૫] અને અરશીસંગે એની મોરાદ પાર પાડી. એ પ્રમાણે ત્યારે એ યશ્તો ઉપરથી માલમ પડે છે કે હોમ પેહલવાંનનું નામ "હોમ ફ્રાષમી" હતું. થ્રાયો હુઇથીમ્ નામના યજશ્નેનાં હામાં[૬] એ બાબદનો ઇશારો આવે છે ત્યાં એને "ફ્રાષમી" તરીકે જણાવ્યો નથી. ઉપલી બે યશ્તો અને યજશનેનાં એ ૧૧ માં હા સિવાય એ પેહલવાંનની બાબદ અવસ્તામાં બીજે કેહે આવી નથી.

**૫ "હોમ ફ્રાષમી" એ હોમ પેગમબર (દુરઓષ)નું** પણ નામ છે—હવે જો આપણને હોમ ફ્રાષમીનું નામ બીજા કોઇ હોમનાં સંબંધમાં ન મલે તો આપણે મુકરર કર્યે કે જ્યાં "હોમ ફ્રાષમી"નું નામ આવે ત્યાં હોમ પેહલવાંનજ સહુમજવો. પણ એમ નથી. મેહેર[૭] અને સરોશ[૮] યશ્તોમાં આપણને એક "હોમ ફ્રાષમી" મલે છે. ત્યારે તે હોમ ફ્રાષમી કોણ તે આપણે તપાસીએ. મેહેર યશ્તમાં એ હોમ ફ્રાષમીનું જે વર્ણન આવેછે તે ઉપરથી માલમ પડેછે કે એ હોમ, જેણે પેહેલ વેહેલાં હોમની ક્રિયા કરી હતી વિગેરે તે હોમ, તેજ પેલો પેગમબર હોમ જેણે હોમની ક્રીયા પેહેલાં જાહેર કીધી અને જેને વિષે અને જેના પાલા વિષે આપણને એ વીષયમાં મુખ્ય કરીને બોલવું છે. એ મેહેર યશ્તવાલો હોમ "ફ્રાષમી" જેણે હોમની પેહેલે ક્રીયા કરી હતી ઇઆને દુનીઆમાં જાએજ કરી હતી તે હોમ અને ગોશ અને અરશીસંગ યશ્તોવાલો "હોમ ફ્રાશમી" જેને અફ્રાસીઆબને કેદ પકડયો હતો તેઓ એક ને એકજ તો હોયજ નહીં; કારણકે અફ્રાસીઆબનો જમાનો તો છેક પાછલા વખતનો છે, ને એની આગમચના જમાનામાં તો—આપણે જોઇશું કે—જમશેદના બાપ વીવંગહામે, ફ્રેદુનના બાપ આથવીઆંને અને કેરસાસ્પના બાપ થ્રીતએ એ ક્રિયા કરી હતી અને તેના ગુણો તેઓને પ્રાપ્ત થયા હતા. એ ઉપરથી ત્યારે બોલ્લું દીસે છે કે મેહેર યશ્તવાલો "હોમ ફ્રાષમી" ગોશ

(૫) ક. ૧૯. (૬) ક. ૭ (૭) ૮૮—૯૦. (૮) ક. ૮.

અને અરશીસંગ યશ્તાવાલા "હોમ ફ્રાષમી"થી જુદોજ શખ્સ હતો. પાછલો "ફીરદોશી"એ વર્ણન કરેલો હોમ પેહલવાંન હતો અને પેહેલો યજશ્નેનાં ૯, ૧૦ ને ૧૧ માં હામા વર્ણન કરેલો પેગમબર હતો.

વલી સરોશ યશ્તમાં આપણને એક હોમ ફ્રાષમી વિષે વાંચીએ છીએ જેણે "સરોશ"ને "અલબોર્જ" પહાડ ઉપર આરાધ્યો. એ "હોમ ફ્રાષમી" હોમ પેગમબરજ છે કારણકે એનું અહીં આપેલું વર્ણન હોમ પેગમબર વિષે આપેલાં યજશ્નેનાં વર્ણનને મલતું આવેછે.

એ ઉપરથી ત્યારે નક્કી થાય છે કે "હોમ ફ્રાષમી" જેમ એક પેહલવાંનનું નામ છે તેમજ તે હોમ પેગમબર જેનું ખાસ નામ "દુર-ઓષ" છે તેનું પણ નામ છે.

**૬ પેગમબર અને પેહલવાંનનું નામ એકસરખું આવવાનું કારણ**—હવે ત્યારે એ બેઉનાં નામો એકસરખાં કેમ? એનો ખોલાશો શું? એનો ખોલાશો આપણે એમ કરીએ કે "ગોશ" અને "અરશીસંગ" યશ્તવાલો, એટલે કે અફ્રાસીઆબવાલો "હોમ-ફ્રાષમી" પેહલવાંન, "હાવનીમ"વાલા અને મેહર અને સરોશ યશ્તો વાલા હોમ ફ્રાષમી પેગમબરનો કોઈ ખાંનદાની હોવો જોઇએ. હવે એ એક ખાનદાની હોવો જોઇએ તેને એ યશ્તો ઉપરથીજ ટેકો મલે છે કારણકે જેમ મેહેર અને સરોશ યશ્તોમાં તેમજ ગોશ અને અરશીસંગ યશ્તોમાં એ જુદા જુદા "હોમફ્રાષમી"ઓને એકજ વિશેષનો લગાડેલાં છે, જે વિષેશણોને આપણે તેઓનાં ખાનદાનનાં વિષેશણો સમજવાં જોઇએ. બેઉ ઠેકાંણે એ "હોમ ફ્રાષમી" ઓને "તંદરૂસ્તી આપનાર, ખુબસુરત, હકુમત કરનાર અને સુનેરી (તથા પીલી) આંખવાલા" કહ્યાછે.

એ તપાસ ઉપરથી ત્યારે આપણને માલમ પડેછે કે હોમ પેગ-મબર જેમ "હાવનીમ" પ્રમાણે "દુરઓષ" તરીકે જણાયલોછે તે-મજ મેહર અને સરોશયશ્તો પ્રમાણે "ફ્રાષમી" તરીકે પણ જણાયલો છે. બીજું હોમ પેહલવાંન ફક્ત હોમ ફ્રાષમી તરીકેજ જણાયલોછે; અ-ને તે પેહેલા હોમ (પેગમબર) ના ખાંનદાનનો કોઇ હોય એમ માલમ પડેછે.

**૭ પાલો તે હોમ ઝાઈરી**—હવે આપણ ત્રીજા હોમ એટલે હોમ પાલા ઉપર આવીએ, એ પાલાને "હાવનીમ્" માં જગે જગે "હોમ ઝાઈરી" એટલે લીલો હોમ કહ્યોછે. એ હામાં[1] જ્યાં જરથોશ્ત એ પાલાને વાસ્તે બોલેછે ત્યાં તેને ફક્ત "અએ ઝાઇરી" ([illegible]) "અએ લીલા" એમ કરી બોલેછે. તે હાની સેવટે—જ્યાં એ પાલાને અરજ ગુજારવામાં આવેછે, કે તેણે બુરાઇઓ દફે કરવી વિગેરે ત્યાં—પણ તેને "હોમ ઝાઇરી" કરી બોલાવવામાં આવે છે, એ ઉપરથી ખોલ્લુ માલમ પડે છે, કે "હોમ ઝાઈરી" તે હોમ પાલો છે.

**૮ એ ખાસનામ સિવાય એ પાલાનાં બીજા ગુણવાચક નામો**—હવે એ હોમ પાલાનુ ખાસ નામ "હોમ ઝાઈરી"છે. પણ ફક્ત એજ નાંમથી એને ઓળખ્યો હોય એમ દીસતું નથી. જે પ્રમાણે હોમ પેગમબરને હોમ "દુરઓષ" નાં ખાસ નામથી અને સાથે "હોમ ફ્રાશમી"નાં બીજાં નામથી ઓળખ્યોછે તેજ પ્રમાણે મારા ધારવા પ્રમાણે હોમ પાલાને "હોમ ઝાઇરી"નાં ખાસ નામથી અને સાથે "હોમ ફ્રાષમી" અને હોમ દુરઓષ" એ ત્રણે નામે ઓળખેલો છે. એમ કહેવાને મારો આધાર હું યજશ્નેનાં વિશ્ અપાંમ્ નામનાં ૧૦ માં હાનાં છેલા ફકરા ઉપર બાંધુંછું, જ્યાં કહેછે કે "બુલંદ હોમ ઝાઇરી (લીલાહોમ)ને, દુનીઆની વૃધી કરનાર "હોમ ફ્રાષમી" (વૃધી કરનાર હોમ)ને, અને હોમ "દુરઓષ" ને હમો આરાધીએ છીએ" એનેજ મળતો ફકરો યજશનેનાં ૪૨ માં હામાં[2] પણ મલે છે.

એ ફકરાની જરાક લંબાંણથી તપાસ લેવી અગત્યની છે કારણ કે કેટલાક સાહેબો એ ફકરા ઉપરથી જુદુંજ અનુમાન કરેછે. તેઓ એ ફકરો હોમ પાલાનેજ લાગુ પડે છે એમ ગણતા નથી. શેઠ ખ. રૂ. કામ પોતાનાં જરથોશ્ત નામામાં[3] કહે છે કે "એ ફકરા ઉપરથી ધારી શકાય છે કે એ ત્રણ હોમ જુદાજુદા છે." એ ફકરામાં આપણા ઉપર વર્ણન કરેલા ત્રણ જુદાજુદા હોમોને આરાધીઆ હોય એમ મને દીસતું નથી. એનાં ઘણાંક કારણો છે.

---

(૧) ૯. ૧૭ ને ૩૦–૩૨ (૨) ૯. ૫ (૩) પા. ૧૫૩

૧) શું એકે એ હામાં હોમ "દુરઓષ" અને હોમ "આઇરી" ને યાદ કર્યા છે તે ખરાબર દીસે છે; કારણ કે એ અને એની આગમ-ચનાં હામાં હોમ પેગમબર અને હોમ પાલાનું સાંમટું વર્ણન આવેલું છે. પણ અંહી હોમ ફ્રાષમી (પેહલવાંન) ને શું કારણ સારૂ યાદ કરવામાં આવે તે સમજ પડતો નથી. એ હાઓમાં નથી હોમ, ફ્રાષમી (પેહલવાંન)નું કંઇ વર્ણન આવેલું કે નથી એનું નામ વટીક આવેલું, ત્યારે એ હોમ (પેહલવાંન) ને અંહી યાદ કરવાનું શું કારણ હોય?

૨) જું જો આપણ એમ ધારીએ કે, એ ફકરા ઉપરથી ત્રણ હોમ માલમ પડે છે, અને તેથી હોમ ફ્રાષમી જે અંહી કહયો છે તે હોમ પેહલવાંન હોવો જોઇએ, તો એ હોમ ફ્રાષમી પેહલવાંનને "ફ્રાદત ગએથ્યુમ્" ([illegible]) દુનીઆની વૃધી કરનાર કહ્યો છે તે શું? અવસ્તા ઉપરથી આપણે એ પેહલવાંન વિષે જે જાણ્યે છીએ તે એટલુંજ કે તે અફ્રાસ્યાઆબને કેદ પકડી કેખશરૂ આગલ લઇ ગયો. એટલા ઉપરથી તેને "દુનિઆની વૃધી કરનાર" શું કરવા કહયો હોય તે સમજ પડતી નથી.

૩) જું, એ વિચારને વલી એ ઉપરથી ટેકો મલેછેકે એ ત્રણ વિષેશણવાલા હોમને યાદ કર્યા પછી તુરત કહેછે કે "સઘલા હોમોને હમો આરાધીએ છીએ" જો એ ત્રણ હોમોને આપણ ત્રણ જાતનાં ઉપર વર્ણન કરેલા હોમો લેઇએ તો પછી આએ બીજા હોમો કીયા? ઉપર કહ્યા પ્રમાણે જો આપણ એને હોમ પાલાનાંજ વિષેશણો અને ગુણો, બીજા શબ્દોમાં તેનાં નામો, ગણીએ તો પછી બીજા સઘલા હોમો તે શું તે આપણને સમજ પડેછે કે તે બીજી જાતના સઘલા જુદા જુદા ગુણ ધરાવનારા હોમના પાલા હોવા જોઇએ.

૪ થું વલી વિશ્ અપાંમ્ની સેવટે આવેલાં એ ત્રણે નામો હોમ પાલાનેજ લાગુ પડેછે અને તે ત્રણ જુદી જુદી જાતના હોમોને નહીં તે 'દાદસ્તાંને દીની' નામની **પેહલવી ચોપડી** ઉપરથી તેમજ બુનદેહશ ઉપરથી માલમ પડેછે. "દાદસ્તાંને દીની" માં[1] એ પાલા વિષે

(૧) બાબ ૭૭ ફ. ૧૦૦

બોલતાં એક જગાએ બોલ્લે બોલ્લો "વૃધી કરનાર" "ફ્રાષમી" [illegible] બોલ લગાડેલોછે; અને વળી "દુરઓષ"ને મલતો અર્થ દેખાડનારા શબ્દો તેને લાગુ પાડી હોમને "અમર્ગપણાનું અમરત" કહ્યોછે. બુનદેહશમાં પણ જયાં એ પાલા વીસે બોલવામાં આવે છે ત્યાં તેને એ બેઉ શબ્દો લગાડેલાછે.

**૫** મું વલી તિરયશત[1]માં પણ એ પાલા વિષે બોલતાં તેને "હોમ ફ્રાષમી" કહ્યોછે. એ છેલ્લી સાબેતી વધારે અગતની છે કારણ કે તે બોલ્લે બોલ્લો પાલાને "ફ્રાષમી" કહ્યો છે.

એ પાંચ કારણો ઉપરથી માલમ પડેછે કે એ ફકરામાં જે "ફ્રાષમી" ને વાસ્તે કહ્યુંછે તે કંઇ આપણો હોમ "ફ્રાષમી" પેહલવાંન નહીં હોય. જો કે જેઓ એ ફકરાનો આધાર લેછે તેઓ પણ, આપણે ઉપર કોધેલી તપાસની માફકજ, ત્રણ જાતનાં હોમ કહેછે તોપણ એ ફકરાની લંબાણથી તપાસ લેવાનું કારણ એ છે કે ફકત એ ફકરા ઉપરથીજ આપણે એકદમ કેહી શકીએ નહીં કે એ હોમ ત્રણ જાતનાંછે. એમ સાબેત કરવા માટે એ ફકરા સિવાય બીજી બાબદો ઉપર મદાર રાખી આપણે ઉપર કીધી તેમ તપાસ લેવી જોઇએ.

એ પ્રમાણે ત્યારે આપણે એ ત્રણ હોમોનાં નામ મુકરર કર્યાં કે ૧) હોમ પેગમબર તે હોમ "દુરઓષ" પણ એ મેહર અને સરોશ યશતોમાં હોમ ફ્રાષમી તરીકે પણ જાણાયલોછે. ૨) હોમ પેહલવાંન તે "હોમ ફ્રાષમી" જે બીજાં કોઇ પણ નામથી જાણાયલો નથી. ૩) હોમ પાલો તે હોમ "ઝાઇરી," જે એનું ખાસ નામછે. પણ એ "ફ્રાષમી" તથા "દુરઓષ" પણ ગણાયલોછે.

**૯ ચાર જાતનાં હોમો**—હવે ત્યારે આપણે આએ બાબતમાં નક્કી કર્યું કે ચાર જાતનાં હોમોનાં નામો આપણને અવસ્તામાંથી મલે છે. એટલે કે ૧ હોમ ખરેનંઘ નામનો એક શખ્સ, ૨ હોમ પેહલવાંન, ૩ પેગમબર અને ૪ હોમ પાલો.

આપણા વિષયમાં આપણને મુખ્ય કરીને પાછલા બે હોમો વિષે બોલવું છે તેટલા માટે તેઓની તપાસ લંબાણથી આપણ પાછલા

(૧) ફ઼૦ ૩૩

કરીશું. તે આગમચ "હોમ ખરેનંઘૂ" અને હોમ "પેહલવાંન" વિષે આપણને જે મલે તે આએ બાબમાં ટુકમાં તપાસી લેઇએ.

**૧૦ હોમ ખરેનંઘૂ**—એ ધણી વિષે આપણને અવસ્તામાંથી કંઇ મલતું નથી. ફરવરદીન યશ્તમાં જયાં એની ફ્રવષિને આરાધી છે ત્યાં સિવાય એનું નામ વટીક બીજે કેઠે મલતું નથી. તે આપણે આગલ કહ્યું તેમ કોઇ નેક ધણી દીસેછે જેણે કંઇ સારૂં કામ કીધું હોય અને તેટલા માટે તેનું નામ જાલવી રાખવાની અગત જણાઇ હોય. શેઠ ખ. રૂં કામાએ ફરવરદીન યશ્તનાં પાછલા કરદાઓ જેમાં આગલા નામીચા નરોની "ફ્રવષિઓ" ને યાદ કીધીછે, તે કરદાઓનું પ્રથકકરણ કર્યું છે. શેઠ કામાજી એ યશ્તના ૨૬ માં કરદામાં આપેલાં નામો જરથોશ્તનાં, તેનાં વખત પછીનાં, શાગેર્દોનાં નામો જણાવે છે. એ ઉપરથી ત્યારે માલમ પડે છે કે એ શખ્સ "હોમ ફ્રાયમી" પેહલવાંનનાં વખત પછીનો છેક જરથોશ્ત પછીનો કોઇ નામીચો શખ્સ હોવો જોઇએ.

**હોમ ફ્રાયમી પેહલવાંન**—એ શખ્સ વિષે આપણને અવસ્તામાંથી જે મલેછે તે ફકત એટલુંજ કે એ હોમપાલો સોમી કાહાડનાર હોમનો કોઈ ખાંનદાંની હોવો જોઇએ. તેને "દ્રવાસ્પ" અને અરશીસંગ આગલ અરજ ગુજારી કે "હું અફ્રાસીઆબને બંદીવાંન તરીકે કેખશરૂની આગલ લેઈ જાઊં." તેની અરજ કબુલ થઇ અને તે અફ્રાસીઆબને બાંધી કેખશરૂ આગલ લેઈ ગયો. એ યશ્તો ઉપરથી એનું મકાંન પણ અલબોર્જ પાહાડ ઉપર માલમ પડે છે. એ યશ્તોને મલતો ઇશારો "યાચો હઇથીમ્"ના હામાં મલે છે જયાં એનું નામ જણાવ્યું નથી. ત્યાં ફકત કેહેવામાં આવે છે કે તું હોમની ક્રિયા કર વિગેરે કે "હોમ તુંને બાંધે નહીં કે જેમ ઘાટકી તુરાંની અફ્રાસીઆબને આએ જમીનનાં ત્રીજા ભાગમાં લોહડાંની સાંકલથી આસપાસથી ઘેરી લેઇ બાંધ્યો."

હવે ફીરદાશીએ પોતાનાં શાહનામામાં જે હોમ વિષે લખ્યું છે તે એજ હોમ દીસે છે. ફીરદોશી પ્રમાણે એ હોમ એક આબેદ (પરહેજગાર) મર્દ હતો જે એક પાહાડ ઉપર બંદગી કરવામાં મશગુલ હતો.

કેખશરૂની ધાકથી નાસ ભાગ કરતો અફ્રાસીઆબ એક વખત એક પહાડ જ્યાં હોમ આબેદ બંદગી કરતો હતો તેની આગલ આવી એક ગારમાં ભરાયો. તેનો પોકાર સાંભલી હોમે તેને બાહાર કાહાડયો અને તેને જાલેમ અફ્રાસીઆબ તરીકે પીછાંની પકડયો કે તેને કેખશરૂ આગલ લેઇ જાય. પણ અફ્રાસીઆબ, તેનેથી છુતી નાસી ગયો, અને પછી પાછો પકડયો. હવે હોમ તેને પકડી કેખશરૂ આગલ લેઇ ગયો.

**એને પેહલવાંન કહેવાનો સબબ**—હવે આપણે અહીં યાદ રાખવું જોઇએ કે આપણે તેને "પેહલવાંન" તરીકે ઘડી ઘડી કહીયે છે તેમ તે કંઇ ખરેખરો પેહલવાંન ન હતો. અફ્રાસીઆબને તેને હીમતથી પકડયો અને અફ્રાસીઆબ જયારે નાસી ગયો ત્યારે તેને પાછો પકડયો એ કાંમ જાણે એક મોહોટી પેહલવાંનગીરીનું હોય તેમ ગણી એને પેહલવાંન તરીકે બોલવામાં આવે છે. હોમ પેગમબરથી તેને ઓલખવા માટે આપણે તેને પેહલવાંન તરીકે ઓલખીએ છીએ. બાકી એનું કોઇ બીજું એવું મોટું કાંમ આપણ જાણતા નથી જે માટે તેને એ નામ ઘટે.

**એ એક પહરેજગાર મર્દ હતો**—ફીરદોશી પ્રમાણે તેમજ ગોશ અને અરશીસંગ યશ્તો પ્રમાણે તો તે એક મોટો પરેહજગાર માણસ થડેછે. ફીરદોશી તો તેને એક "આબેદ" તરીકે કહેછે અને યશ્તો પ્રમાણે તો અફ્રાસીઆબને પકડવાને એ શક્તીવાંન થશે, તે નહીં કે પોતાનાં જોર યા કૌવતને લીધે, નહીં કે પોતાની પેહલવાંનગીરીને લીધે, પણ ફકત પોતાની પરહેજગારીને લીધે, પોતાની બંદગીને લીધે. દ્રવાસ્પ અને અરશીસંગ આગલ તેણે અરજ ગુજારી જે અરજ તેઓએ એની પરહેજગારી અને બંદગીની બરકતને લીધે કબુલ રાખી.

---

## બાબ ૨ જો.

## હોમ વિષેનાં ત્રણ હાઓનું પૃથક્કરણ.

---

હવે આપણે ત્રીજા અને ચોથા હોમ એટલે હોમ પેગમબર અને

હોમ પાલા વિષે બોલીએ. પણ એઓ વીષેની તપાસ શરૂ કર્યા આ-ગમચ આપણે યજશનેનાં ૯, ૧૦, અને ૧૧ માં હાઓ જેઓ એ હોમોની બાબદ ઉપર લખેલા છે, તેઓની રચનાનું પૃથક્કરણ કરીએ. એ હાની રચનાં અને તેમાં આવેલી હોમોની બાબદ પુરતી રીતે સ-મજવાને એ ઘણું અગત્યનું છે.

## હા ૯ મો.

એ અને એની પછીના હાઓમાં એક ક્રિયા કરનાર શખ્સ, હો-મનું વર્ણન આપતો હોય, તેની સીફતો ગાતો હોય અને તેની પાસે અરજ ગુજારતો હોય તેમ દીસે છે. વીસપરદના ત્રીજા કરદા[1] ઉપરથી અને તેને લગતા યજશનેના ૧૧ માં હાનાં ૯ માં ફકરાના ઈશારા ઉપ-રથી માલમ પડે છે કે, અસલ એ ક્રિયામાં ૧૦ જુદા જુદા ધણીઓ હાજર હોવા જોઇએ. હીંદુઓની, યજશ્નેને મલતી એવી એક મોટી ક્રિયા, જેને "જ્યોતીશતોમ" કહે છે, તેમાં પણ એટલા બ્રાહમણો હાજર રહે છે. એ ઉપરથી માલમ પડે છે કે જોતી એ ક્રિયા કરવા ઈ-ષોશાપર બેઠો છે તે પોતાનાં સાંભલનારાઓને એટલે યજશ્ને ગાહનાં તેના બીજા મદદગારોને, હોમ (જે ૧૧ માં હામાં પીવામાં આવે છે તે), પીવા આગમચ હોમની ક્રિયાના ફાયદા અને હોમના ગુણો સમજાવેછે.

હવે યજશનેનો ૯ મો ૧૦મો અને ૧૧ મો હા (૧૦ માં ફકરા સુધી) હોમની બાબદ ઉપર છે. ૧૧ મા હાનો ૧૦ મો ફકરો ભણ્યા પછી જોતી હોમ, જે યજશ્ને માંડવાની આગમચ, કુટીને તેયાર કર્યો હતો અને જે તેની સનમુખજ મેલેલો છે તે પી જાય છે. એ હોમ પીવા આગમચ તે જોતી પોતાના સાંભલનારાઓને એટલે યજશ્ને ગાહપરના તેના બીજા મદદગારોને હોમના ફાયદા અને ગુણો કેહી સહમજાવે છે: તે પોતે જે હોમ પીએછે તેનું કારણ તે તેઓને સહમજાવે છે કે એ પી-ધાથી ફલાનાં ફલાનાં ગુણો અને ફાયદા થાય છે. એ ગુણો અને ફાયદાનું વર્ણને તે યજશ્નેના ૯ માં ૧૦માં અને ૧૧માં હાઓમાં છે. હવે જોતી એ વર્ણન સીલસીલાબંદ એક રીતે આપી જતા નથી,

(૧) ક ૧

પણ જુદી જુદી ધપમાં પોતાના સાંભલનારાઓ ઉપર અસર થાય અને તેઓની ખાતરી થાય તેમ આપે છે. તે પોતાનું વર્ણન જરથોશ્ત અને હોમ વચ્ચે જાણે એક વાતચીત થઇ હોય અને તે તેનાં સાંભલવામાં આવી હોય તેમ શરૂ કરે છે. વળી વચમાં કેઠે કેઠે પોતાના વિચાર વચ્ચે જરથોશ્તના વિચારો કહી સંભલાવે છે (quoto કરે છે). કેઠે વળી હોમ પોતે જાણે કંઈ કહેતો હોય તેમ વર્ણન ચાલું રાખે છે. કેઠે પોતાનું વર્ણન હોમને વાસ્તે ત્રીજા પુરૂષમાં બોલીને આપે છે તો કેઠે પોતાના સનમુખ મેલેલા હોમને બોલાવીને (address કરીને) બીજા પુરૂષમાં આપે છે. વલી વર્ણન કરતાં કરતાં વચ્ચે પોતાને માટે, તેમજ પોતાના સાંભલનારાઓ એટલે પોતાની સાથે ક્રિયામાં હાજર રહેલાઓ માટે, એટલુંજ નહીં પણ સઘલાઓને માટે, કુલ જેહાંનનાં ભલાંને માટે અરજ ગુજારે છે. એક અછછો અને અસરકારક ભાષાણ કર્તા અથવા લખનાર પોતાના સાંભલનારા અને વાંચનારાઓ ઉપર અસર કરવા માટે પોતાનું ભાષણ અને લખાંન કેવી જુદી જુદી રીતે ઘડેછે તેનો વિચાર મનમાં રાખ્યાથી એ "હાવનીમ" અને તેની સાઠના હાઓની ગોઠવણનો ખ્યાલ મનમાં તુરત આવશે.

એવી રીતનું વર્ણન પેલો જોતી, પેલો ક્રિયા કરનાર કેવી રીતે ચાલુ રાખેછે તે આપણને એ હાઓની નીચલી તપાસ ઉપરથી માલમ પડશે.

## "હાવનીમ" હા ૯ મો.

ફકરા વેસ્તરગાર્દનાં.

૧—આએ ફકરામાં તે પોતાનું વર્ણન જરથોશ્ત અને હોમ વચ્ચે થયલી મુલાકાતથી શરૂ કરેછે. (અલબતે હોમ અને જરથોશ્તના જમાના વચ્ચે મોટો ફરક હોવાને લીધે એ મોલાકાત જરથોશ્તે પોતાનાં મન મારફતે કેવી રીતે કીધી હોય તે લંબાણ કરવાનું અંહી દરૂસ્ત દીસતું નથી.) તે કહે છે કે એક દીવસ સહવારનાં પોહોરમાં જરથોશ્ત જયારે આતશ સનમુખ ઉભો રેહી પોતાનું ભણતર ભણતો ખોદાની યાદમાં મશગુલ હતો, ત્યારે તેની આગલ હોમ આવ્યો. જરથોશ્તે પુછ્યું તું કોણ છે?

૨—તેણે કહ્યું હું હોમ "દુરઓષ" છું. તું મને આગલ થઇ ગયલા ફાયદો કરનારાઓ (પેગમબરો) ની માફક તૈયાર કર.

૩ થી ૧૩—જરથોશ્તના સવાલોનાં જવાબોમાં તે ફાયદો કરનારાઓમાંથી કોણ કોણે હોમને તૈયાર કીધો અને તેનાં બદલામાં તેઓને શું ફાયદા થયા તે જાહેર કરેછે.

૧૪–૧૫—"પોરોશસ્પે હોમને તૈયાર કીધા તેના બદલામાં તને ત્યાં તું જરથોશ્ત પેદા પડયો" એમ કહી હોમ જરથોશ્તની થોડાક સ્તુતીના શબ્દો કેહી તારીફ કરે છે.

૧૬—હોમે જરથોશ્તની આગલ આગલા ક્રિયા કરનારાઓનાં નાંમો જાહેર કીધાં અને તેઓને અને તેમાં જરથોશ્તનાં પોતાના બાપને થયલા ફાયદા જાહેર કીધા તે ઉપરથી, જરથોશ્ત હોમના પાલા વિષે પોતે પણ સારો વીચાર બાંધી હોમની સ્તુતી કરે છે કે "હોમનો પાલો ભલોછે, તંદોરસ્તી આપનાર છે વિગેરે."

૧૭–૧૮—એ ફકરાઓમાં હોમ પાલાની સ્તુતી બીજા પુરૂષમાં કરવાની જારી રાખે છે.

૧૯ થી ૨૧—હવે જરથોશ્ત હોમ પાસે, બેહેશ્ત, લાંબી જીંદગી વિગેરે ૬ ચીજો માંગે છે.

૨૨ થી ૨૪—પેલો વર્ણન કરનાર શખ્સ, જેણે હોમનું દાસ્તાંન, આપણે ઉપર કહ્યું તેમ, પોતાની જાણમાં આવેલી જરથોશ્ત અને હોમ વચ્ચેની મુલાકાતની એક વારતાથી શરૂ કર્યું હતું, તે હવે પોતે હોમને વિષે પોતાના વિચારો જાહેર કરવા માંડેછે "કે હોમ ઓરતોને બચ્ચાં, નુરક ભણનારાઓને મોહોટાઇ, કન્યાઓને દાહયો ખાવીંદ, વિગેરે આપેછે.

૨૫ થી ૨૭—ઉપલા ફકરાઓમાં હોમનું બેઆંન જે તે ત્રીજા પુરૂષમાં કરતો હતો તે છોડી દઈ હોમને ખુદ બીજા પુરૂષમાં (address કરી) કહે છે અને તેની સ્તુતી કરે છે. ક્રિયા કરનારે તૈયાર કરેલો હોમ ને તેની સનમુખછે તેની તરફ એ સુખનો બોલતાં નેગાહ કરે છે.

૨૮–૨૯—હવે હોમની સ્તુતી ગાઈ રહી તે તેની પાસે પોતા માટે, તેમજ પોતા સાથે હાજર રહેલાઓ માટે,—તેના સાંભલનારાઓ

અને યજશ્નેગાહના મદદગારોને માટે—દુવા માગેછે કે હમારી ઉપરથી બુરાઓની અસર દુર રાખ અને તેઓને તુટેલા કર.

૩૦ થી ૩૨—હવે ફકત પોતાને માટે અને પોતાના સાંભલનારાઓને માટેજ નહીં, પણ સામટી રીતે સઘલાંને માટે એટલે કુલ જેહાંનને ફાયદો કરવા માટે અરજ ગુજારે છે કે "દરવંદ, ઘાટકી જાદુગરો, વેશીઆ વિગેરેથી તું ભલી પેદાયશને બચાવ."

## હા ૧૦ મો વિશઅપાંમ.

૧. સઘલાઓને માટે હોમ આગલ અરજ ગુજારી, એ ક્રિયા કરનાર એવો દુવા માંગે છે કે આએ ઘેર, જયાં હોમની ક્રિયા ચાલે છે ત્યાં, દેવો નાબુદ થઇ સરોશ અને અરશીસંગ પોંહોંચે.

૨. હોમને બીજા પુરૂષમાં બોલાવી (Address કરી) ને તેના નીચવવાના કાંમોને ઇઆને તેની ક્રિયાઓને વખાણે છે.

૩—૪. તેને મદદ કરનાર વરસાદને, તેનાં મથક પહાડને અને તેની માતા પૃથ્વિને વખાને છે અને ખુદ હોમને દુવા કરેછે.

૫. બીજા પુરૂષમાં દુવા ચાલું રાખે છે કે તું ડાંખલી મુલીઆં વિગેરેમાં વધ.

૬ થી ૮. અહીંથી પાછો બીજો પુરૂષ મેલી દઈ ત્રીજા પુરૂષમાં હોમનું વર્ણન, પેલા પોતાના સાંભલનારાઓ આગલ, જારી રાખેછે, અને તેની ક્રિયાથી થતા ફાયદા જાહેર કરે છે કે હોમનું થોડાંમાં થોડું નીચવવું વિગેરે દેવોને મારવાને માટે પુરતું છે, અને જયાં તેની ક્રિયા થાય છે ત્યાં સુખ અને તંદરૂસ્તી વિગેરે રહે છે. બીજાં ડાહાપણો કરતાં એ હોમનું ડાહાપણ સારૂં છે. જે તેને ચાહે છે તેને હોમ તંદરૂસ્તી આપે છે.

૯. છેલા ફકરામાં, "હોમ તંદરૂસ્તી આપે છે" એમ વર્ણન કરતાં કરતાં તેને પોતા માટે તંદરૂસ્તી માંગવાનું સુજ પડે છે તેથી પાછો બીજા પુરૂષમાં હોમને બોલાવીને તેની પાસે તંદરૂસ્તી અને ફતેહ માંગે છે.

૧૦ થી ૧૨- બીજા પુરૂષમાં તેની ઉતપન્તી અને ફેલાવાનુ વર્ણન કરે છે કે તુંને ઇશ્વરે અલબોર્જ પહાડ ઉપર પેદા કર્યો, જયાંથી

તુંને (તારાં બીજ મારફતે) પક્ષીઓ જુદી જુદી ટેકડીઓ ઉપર લેઈ ગયાં. તે ટેકડીઓ ઉપર તું ભાત ભાતનો ઉગે છે." તેની ઉત્પત્તી અને ફેલાવાનું વર્ણન કરી તેની પાસે પાછી અરજ ગુજારે છે કે મને તંદરસ્તી આપ, અને મારા દુશમનોનાં મનને નબલું કર.

૧૩–૧૪. દુશમનનાં મન વિષે બોલીને હવે અરજ ગુજારવી બંદ કરી તેની નેમાજ અને સ્તુતી કરવા પડે છે કે તું દરવીશનાં મનને તવંગર અને વિદ્વાંનનાં જેવું મોટું અને સંતોષી કરે છે.

૧૫. વર્ણન કરનાર હવે હોમને બીજા પુરૂષમાં કેહેવું મેલી દઈ હવે જે ધણી હોમનો ખરાબ ઉપયોગ કરે છે તેને વિષે બોલે છે અને કહે છે કે જે હોમને થગે છે, યાને તેની ક્રિયા ખરાં એકીનથી વાજબી રીતે કરતો નથી. તે પોતે થગાય છે અને જે તેના ક્રિયા કરેલા "દરૂન" નો ખરાબ ઉપયોગ કરે છે તેને ત્યાં સારૂં ફરજંદ થતું નથી.

૧૬. ઉપલા ફકરામાં કહયું કે બુરા માણસો હોમનો બરાબર ઉપયોગ નથી કરતા તેથી નુકસાન થાયે છે. તેટલા માટે એ વર્ણન કરનાર એ ક્રિયા કરનાર પોતા વિષે બોલ્લો એકરાર કરે છે કે હું તો સારા વિચાર વચન અને કાંમવાલો વિગેરે છું. બુરા વિચાર વચન અને કાંમવાલો વિગેરે હું નથી.

૧૭. આએ ફકરામાં "ત્યારે જરથોશત બોલ્યો" એમ જરથોશતનાં સુખનો પાછા આવેછે તે પેહેલ વેહેલાં જરા ગુચવનમાં નાખેછે કે હોમ અને જરથોશત વચ્ચેની વાતચીત, જેથી આએ વર્ણન કરનારે પોતાનું હોમ વિષેનું બેઆંન અથવા સ્તુતી શરૂ કરી હતી તેતો તમામ થઇ ગેઈ હવે જરથોશતનું નામ પાછું કયાંથી આવ્યું ? પણ મને એમ દીસે છે કે પેલા વર્ણન કરનારે પોતાના વર્ણનને વજન આપવા માટે જેમ શરૂઆતમાં જરથોશત જેવા મહાન પુરૂષની વાતચીત દાખલ કીધી હતી તેમજ, તે હાલમાં પાછો વચમાં જરથોશતનો હોમ વિષેનો એક વિચાર પોતાના ટેકામાં ઉતારી લેછે (quote કરેછે).

૧૮. આએ વિચાર ઉતારી લેઇ પેલો ધણી હોમને પાછો બીજા પુરૂષમાં કહેછે કે આએ (જરથોશતનો ઉતારી લીધેલો વિચાર) તારી સીફત, સ્તુતી વિગેરેછે. જે કોઇ તુંને વખાણેછે તે ફતેહમંદ અને સુખી થાયછે.

૧૯–૨૦. હવે પોતાને માટે અરજ ગુજારી હોમને દુવા કરેછે.

૨૧. હવે સેવટે લીલા હોમને, દુનીઆની વૃધી કરનાર હોમને અને મોતને દુર રાખનાર હોમને, એટલે મારા વિચાર પ્રમાણે, આપણે આગલ જોયું તેમ, એ સઘલી ખાસીએત ધરાવનાર હોમનાં પાલાને, અને બીજા સઘલા હોમોને, પોતાનાં સાંભલનારા સાઠીઓ સાથે બહુવચનમાં આરાધે છે, અને ખુદ જરથોસ્ત, જેના હોમ વિષેના વિચારો એ વર્ણન કરનારે ઉતારી લીધાછે, તેની ફ્રવષિને આરાધેછે.

## હા. ૧૧ મો આચો હઈથીમ્.

૧ થી ૩. એ હામાં હોમનો ખરાબ ઉપયોગ કરનાર અને તેની બરાબર ક્રિયા નહીં કરનાર વિષેનું વર્ણન પાછું ચાલુ છે અને કહે છે કે જેમ બલદ અને ઘોડો પોતાનાં ધાણીને—જો તે તેઓ સાથે માયાથી નહી વરતતો હોય તો, કદુવા દે છે તેમ હોમ તેનો ખરાબ ઉપયોગ કરનારને–તેની ક્રિયા બરાબર નહીં કરનારને—કદુવા દે છે. તે કદુવા દે છે તે જાણે હોમનાં પોતાનાં શબ્દોમાં જાહેર કરી છે.

૪–૬. હોમનાંજ શબ્દોમાં તેની ક્રિયા વિષે બોલીને તેનાં દરૂનને જે ધિક્કારે છે તેને સજા થાય છે તે જાહેર કરે છે કે તેને ત્યાં સારૂં છોકરૂં નહી, પણ બુરૂ છોકરૂં જનમે છે.

૭. હોમનાં પોતાના શબ્દોમાં ઉપલું વર્ણન પુરૂં કરી, વર્ણન કરનાર પોતેજ તેનાં સાંભલનારાઓને, હોમની ક્રિયા કરવાની તાકીદ જાહેર કરે છે કે તેથી તેઓ બુરે માર્ગે ચાલતા અટકે અને જેમ અફ્રાસીઆબ બુરે માર્ગે ચાલવાથી (એ હોમનો પાલો અને તેની ક્રિયા સોધી કાહાડનાર હોમ પેગમબરનાં કોઇ હોમ ફ્રાષમી નામનાં ખાનદાંનીને હાથે) પોતાને ફેજે પોંહોંચી બંધાઇ ગયો, તેમ બંધાઇ જાય નહીં.

૮. પાછો જરથોસ્તનાં શબ્દોમાં હોમને નમાજ કરેછે.

૯. હવે જોતીનું હોમ વિષેનું વર્ણન ખલાસ થયું. યજશ્નેગાહમાં હાજર રહેલા પોતાના સાંભલનારાઓને—પોતાના મદદગારોને—હોમની ક્રિયાનાં ફાયદાઓ અને હોમનાં ગુણો વિષે જે કેહેવાનું હતું તે હવે તે કહી રહ્યો. જોતીએ જે કહ્યું તે સાંભલીને તેનાં ૧૦ દસે

મદદગારો, જેઓ તેનું ઉપલું વર્ણન સાંભળે છે તેઓ કહેછે કે "હમો તમારા મદદગાર છઇએ." એટલે કે તેઓ, જોતીએ કરેલું હોમનું વર્ણન, જાણે કબુલ રાખે છે અને તેના ફાયદાઓ સહમજે છે. હાલમાં થતી ક્રિયા પ્રમાણે રાથવી એ ફકરો ભણીને, હોમનું ફુલીઉં જોતીના હાથમાં આપે છે. જોતીનું વર્ણન સાંભળી, હોમના ફાયદા કબુલ રાખી, તે પોતે જોતીનાં હાથમાં હોમ પીવા આપે છે.

૧૦. જોતી એ હોમની ઉપર નજર કરતો કરતો તેને બીજા પુરૂષમાં કહે છે કે "ઓ હોમ તારીથી મલતા ફાયદાના બદલામાં હું તુંને મારૂં તન આપી દેવાને ખુશીછું (એટલે હું તારી ઉપર ફીદા ફીદાછું). તું મને રોશન બેહેશ્ત આપ" એટલું કહી તે હવે પેલો તૈયાર કરેલો હોમ પીજાય છે.

## બાબ ત્રીજો.
## હોમ પેગમબર.

યજશ્નેનાં ૯ માં ૧૦ માં અને ૧૧ માં હામાં હોમ પાલાનું અને તેના જાએજ કરનાર પેગમબરનું વર્ણન અને સ્તુતી એક મેક સાથે એટલાં તો ભેલાઇ ગયાં છે કે આપણે મુશકેલીથી કહી શકીએ કે આએ સીફત અને આએ વર્ણન પાલાનું છે અને આએ સીફત અને આએ વર્ણન તેના સોધી કાઢનાર અને તેની ક્રિયા જાએજ કરનાર પેગમબરી નું છે. એ હાઓ ઉપરથી માલમ પડે છે કે જે સ્તુતી હોમ પેગમબરની છે તે જાણે હોમ પાલાનીજ છે; અને જે સ્તુતી હોમ પાલાની છે તે જાણે હોમ પેગમબરનીજ છે. હોમ પેગમબરની જો સ્તુતી લેઇએ તો તેમાં એક બોલ પણ એવો નથી કે જે હોમને, હોમ પાલાના સોધી કાઢનાર અને હોમની ક્રિયાનાં જાએજ કરનાર તરીકેનાં સંબધમાં જો તેને નહી લેઇએ તો તેને, લાગુ પડે. બીજા શબ્દોમાં હોમ પેગમબરની ખુદ પોતાની—એટલે તેનાં પાલાનાં સંબધના સિવાય કોઇ બીજા ગુણો (personal qualifications) ની—એ સીફત નથી, પાલાન-

જે સિફત તે હોમની સિફત અને હોમની જે સિફત તે તેના પાલાની સિફત ગણી શકાય. ઘણીક વાર આપણે જોઇએ છીએ કે એક સારી ચીજ જાહેરમાં લાવવા માટે, અને તેનાં ગુણો અને ફાયદા દરસાવા માટે, જેમ આપણે તે ચીજનાં ગુણો અને ફાયદા જાહેર કર્યે છીએ અને વખાણ્યે છીએ તેમ, તે ચીજને બનાવનાર અને સોધી કાઢનાર માણસને પણ જાહેરમાં લાવ્યે છીએ અને તેની તારીફ કર્યે છીએ. દાખલા તરીકે હાલના જમાનામાં વીજલીક રોશનીની આપણે તારીફ કર્યે છીએ અને તેનાં ગુણો ગાયે છીએ કે એ વીજલીક રોશનીથી આપણને ફલાંનો ફાયદો થયો અને ફલાનો ગુણ થયો; તેજ વખતે આપણે એ રોશનીને બરાબર રીતે પેહેલ વેહેલાં ઉપયોગમાં લાવનાર "એદીસન" ને યાદ કર્યે છીએ કે એદીસને આપણ માણસ જાતને ફલાંનો ફાયદો કીધો અને ફલાનો ગુણ કીધો અને જો એદીસન ન હુતે તો આપણ વીજલીક રોશનીનાં ફાયદાથી બે નસીબ રહેતે. એ દાખલામાં જે આપણે એદીસનની તારીફ કર્યે છીએ તે તેની વીજલીક રોશનીની સોધને માટે—નહીં કે તેનાં કોઇ ખાંનગી યા સંસારી ગુણો (personal qualifications) ને માટે. આપણે એ સંબધમાં "એદીસન" ની જે પણ તારીફ કર્યે તે જાણે તેની વીજલીક રોશનીની; અને જે તેની વીજલીક રોશનીની તારીફ કરીએ તે તેના સોધી કાઢનારની આડકતરી રીતે સ્તુતી ગણાય.

હોમની બાબદમાં પણ એમજ દીસે છે. એ બેઉ હાઓમાં હોમ પાલાની અને તેના સોધી કાઢનારની જે સ્તુતી છે તે જાણે એકની એક છે. હોમ પેગમબરની જે સ્તુતી છે તે તેનાં પાલાનાં સંબંધમાંજ છે. ત્યારે આપણે એમ કહયે કે એ સઘલી હોમ પાલાનીજ સ્તુતી છે તો તે ખોટું નથી. હોમ વિષેના યજશનેનાં એ હાઓ સારી રીતે સમજવા માટે એ બાબદ પુરતો રીતે ધ્યાંનમાં રાખવી જોઇએ છે.

એ બાબદ ધ્યાંનમાં રાખી હુવે આપણ અવસ્તામાંથી હોમ પેગમબર વિષે આપણને શું મલે છે તે તપાસ્યે. પછી આપણે તેણે સોધી કાઢેલા પાલા વિષે અને તેણે જાએજ કરેલી ક્રિયા વિષે બોલીશું.

**૧૫ હોમ આએ દુનીઆનો એક રહેવાસી હતો**—હોમ આએ દુનીઆનો એક માણસ હતો તે નીચલી બાબદ ઉપરથી માલમ પડે છે.

૧) લું. હાવનીમ નામના હામાં[૧] જરથોશ્ત હોમને સવાલ કરે છે કે "તું કોણ નર છે?." હવે હોમને એક યજદ ગણવામાં આવે છે અને તે કાંએ ગણવામાં આવે છે તે આપણ હવે પછી તપાસીશું. પણ અવસ્તા ઉપરથી તો તે એક માણસ હતો એવું દીસે છે. જો હોમ એક ફ્રેસ્તો હતે તો જરથોશ્ત એમ સવાલ નહીં કરતે કે તું કોણ નર છે.

૨) જું વલી જરથોશ્ત તેને કહે છે કે "તુંને મેં આએ હાદમંદ દુનીઆમાં સૌથી સરસ જોયો"[૨]. એ ઉપરથી ત્યારે હોમ આએ ફાની દુનીઆનો રહેવાસી થડેછે. કોઈ કહેશે કે ફ્રેસ્તાઓનું વર્ણન આએ દુનીઆનાં માણસને રૂપે કરવામાં આવેછે તેથી એ ફકરા ઉપરથી સાબેત થતું નથી કે હોમ આએ દુનીઆનો એક માણસ હતો, તો તે વિચાર સાંમે આપણ બીજી નીચલી શાહદતો આપીશું.

૩) જું. મેહેર યશ્તમાં[૩] હોમને આરાધનાં કરતો જણાવ્યો છે ત્યાં કહે છે કે તેનો આવાજ છેક સેતારાઓ સુધી ઊંચે ગયો. અને આએ જેહાંનની આસપાસ ફરી વલ્યો અને સઘલા સાતે ખંડોમાં ફેલાઇ ગયો. એ યશ્ત ઉપરથી પણ ત્યારે માલમ પડે છે કે તે એક ખાકી માણસ હતો.

૪) થું. અવસ્તામાં હોમને કેઠે યજદ કહયો નથી તે ઉપરથી પણ માલમ પડે છે કે તે આએ દુનીઆનો રહેવાસી હોવો જોઇએ. શેઠ કામાજીનાં શબ્દોમાં "જો કે જરથોશ્ત આએ દુનીઆનો રેહેવાસી હતો તોપણ, તેને બુજોર્ગ મરતબો આપવાને વાસ્તે, માણસને પેત અવતર્યા છતાં, કેટલેક ઠેકાંણે યજદ લખ્યોછે. તો પછી હોમ નામનો કોઇ ફ્રેસ્તો હોય તો શા સારૂ તેને યજદ નથી લખવામાં આવ્યો."(૪)

૫) મું યજશનેનાં ૧૭ માં હામાં (૫)જયાં ત્રીસે ફ્રેસ્તાઓને યાદ કરવામાં આવ્યાછે ત્યાં "હોમ"ને યાદ કર્યો નથી.

(૧) હા. ૯ ફ. ૧ (૨) હા. ૯ ફ. ૧ (૩) ફ. ૮૯ (૪) જ. નામુ પા. ૧૫૦ (૫) ફ. ૩-૬,

૬) શું વલી સૌથી અગતની સાબેતી એ છે કે કોઇ પણ ફરેશ્તાને બીજા ફરેશ્તાની બંદગી કરતો જાહેર કર્યો નથી, પણ હોમને તો મોટી સરોશ યશતમાં[૧] સરોશને આરાધતો જણાવ્યોછે. ફકત આપણને એક હોરમજદનો દાખલો મલેછે કે હોરમજદ આંવાં,[૨] રામ[૩] વિગેરે ફરેશ્તાઓની આગલ અરજ ગુજારેછે.

૭) શું વલી અરશીસંગ યશતમાં[૪] અને યજશનેનાં ૮ માં હામાં[૫] જેમ જરથોશ્તનાં તેમજ હોમનાં માંથ્રને યાદ કર્યાછે. એ ઉપરથી પણ માલમ પડેછે કે એ એક માણસ હતો. કોઇ યજદનાં પણ ગાથા અથવા માંથ્ર હોય એવું અવસ્તા ઉપરથી આપણને માલમ પડતું નથી.

**૧૬ એને યજદ ગણવાનું કારણ**—હવે ત્યારે એને પેહલવી કેતાબોમાં ફરેસ્તો કહયો છે અને એની પછીનાં જમાનામાં પણ એને ફરેસ્તા ગણવામાં આવ્યો છે તેનું કારણ શું? જેમ અવસ્તામાં હોમ પેગમબરને હોમ પાલાનો સોધી કાઢનાર ગણેલો છે તેમ વેદમાં "સોમ" ને હીંદુઓનાં "સોમ"નો દેવતા એટલે યજદ ગણ્યો છે. એમ કરવાનું કારણ શું? હવે વેદવાલાઓએ એને "દેવતા" શું કરવા ગણ્યો હોય તે તો સેહલથી સમજ પડે છે. આપણે જાણ્યે છીએ કે એ વેદવાલાઓ જરથોશ્તનાં જમાના પછી અવસ્તાવાલાઓથી છુટા પડયા. એ કારણને લીધે "વેદનાં" લખનારાઓનાં અને અવસ્તાનાં લખનારાઓનાં અસલ વડવાઓ પેહલાં એકજ હતા. જરથોશ્તનાં જમાનામાં તેઓ ધર્મના મતફેરને લીધે એક બીજાથી છુટા પડયા. એ કારણને લીધે, જો કે જરથોશ્તની પછીનાં નામાંકિત પુરૂષોનાં નામો જેમ અવસ્તામાંથી તેમ વેદમાંથી પણ મલેછે, તોપણ ફર્ક એ છે કે અવસ્તામાં જેઓને સારા ચીતાર્યા છે તેઓને વેદવાલાઓએ બુરા ચીતાર્યા છે અને જેઓને અવસ્તામાં બુરા ચીતાર્યા છે તેઓને વેદમાં ભલા ચીતાર્યા છે. પણ બીજા હાથ ઉપર જરથોશ્તની આગમચનાં નામાંકીત પુરૂષોને જેમ અવસ્તામાં તેમજ વેદમાં સારા અને

(૧) કરદો ૮ (૨) આંવા.ય. ૧૭–૧૯ (૩) રામ.ય. ક. ૨ (૪) ક. ૫ (૫) ક. ૧

ભલા ચીતાર્યા છે એનું કારણ શું ? કારણ એકે જરથોશ્તની આગમચનાં નામાંકીત પુરૂષોતો જેમ અવસ્તાવાલાઓનાં તેમજ વેદવાલાઓનાં એક સરખા વડવાઓ (common ancestors) થાય. તેઓ પોતાથી જુદા પડેલા અવસ્તાવાલાઓની માફક પોતાના વડાઓની સ્તુતી અને વખાંન માણુસ તરીકે કરીને ધરાચા નહીં; પણ જાણે એકજ બાપનાં ઘણાં વફાદાર બચ્ચાં તરીકે પોતાને દેખાડવા તેઓ એ નામાંકીત વડવાઓને દેવતા અને ખોદા તરીકે ગણવા લાગા. એવા આપણને ઘણાક દાખલા મલે છે, જેમકે અવસ્તાનો "યિમ" અને વેદનો "યમ;" અવસ્તાનો "થ્રએતઓન" વેદનો "ત્રૈતન"; અવસ્તાનો "થ્રિત" વેદનો "ત્રિત" ; અવસ્તાનો "આથવ્ય" વેદનો "આપ્ત્ય" ; અવસ્તાનો "કવિઉસધન" વેદનો "કૈવઉશન." વિગેરે. હવે એ ધણીઓને વેદવાલાઓએ તેઓના પણ વડવાઓ હોવાને લીધે વખાંણ્યા છે એટલુંજ નહીં પણ તેઓને દેવતાઓનું રૂપ આપ્યું છે."[1]

એજ પ્રમાણે ત્યારે વેદવાલાઓએ હોમ, (એઓનો સોમ) જે તેઓનો પણ એક સાધારણ વડવો થાય, તેને પણ એક દેવતાનું રૂપ આપ્યું હોય તેવું દીસે છે. સોમે (હોમે) દાખલ કરેલી ક્રિયાનાં અતી ઘણા ફાયદાઓ, જેમ યજશનેમાં વર્ણન કર્યા પ્રમાણે, તેમજ તેઓનાં વેદમાં વર્ણન કર્યા પ્રમાણે, એજમતી અને કરાંમત સરખા હતા. તે ઉપરથી પણ તેઓએ ધાર્યું હોય કે આવા અગણીત અને અતી ઉપ્યોગી ફાયદા આપનાર પાલો અને તેને સોધી કાઢનાર ધણી કોઇ આદમી નહીં હોવો જોઇએ પણ દેવતા હોવો જોઇએ. એ પ્રમાણે ત્યારે વેદવાલાઓએ પોતાનાં "સોમ"ને દેવતા ગણવાનું કારણ સમજ પડે છે.

પણ હવે જોકે ખુદ અવસ્તામાં નહી, તોપણ પેહલવી કેતાબો, જેવીકે બુનદેહશ[2] જાદસ્પરમ[3] અને શાયસ્ત લાશાયસ્તમાં[4] એને ફરેસ્તો કહેવામાં આવ્યો છે તે શું કારણથી તે જાણવું અને તપાસવું અગત્યનું દીસે છે. આપણ જાણ્યે છીએ કે અવસ્તાના શરૂઆતનાં જમાના અને પેહલવી ભાષાનાં દાખલ થવાનાં જમાનાં વચ્ચે

(૧) જમશેદનામુ પાનું, ૭ (૨) બાબ ૭ ફ. ૩ (૩) બાબ ૬ ફ. ૩ (૪) બાબ ૧૧ ફ. ૪

મોટો ફેર હોવો જોઇએ. વળી આપણ પછવાડે જોઇશું કે હોમ પેગંબરનો અને તેની ક્રિયા દાખલ થવાનો જમાનો પણ ઘણો જુનો, છેક જમશેદનાં બાપ "વીવંગહામ"ની પણ આગમચનો હતો. ત્યારે એ જમાના, અને જે વખતે ઉપલી પેહુલવી કેતાબો લખાઇ, તે જમાના વચ્ચે મોટો ગાલો હોવો જોઇએ. એ ગાલો કંઇ પાંચ પચીસ વરસનો નહી હોવો જોઇએ પણ તે સદીઓનો હોવો જોઇએ. હવે એ મોટા ગાલામાં માણસોનાં વિચાર અને મતોમાં મોટો ફેર પડવો જોઇએ. હાલમાં પણ આપણ એવી ઘણી રીતો જોઇએ છીએ કે જે પેહેલ વેહેલાં દાખલ થઈ હોય ત્યારે, તે કોઇ ચોકસ મતલબને માટે દાખલ થઈ હોય, પણ થોડા વખતમાં તે મતલબ ભુલાઇ જઈ તેનો તદન જુદોજ ઉપયોગ કરવામાં આવેછે. હોમના બાબમાં પણ એમજ બન્યું હોય એમ દીસેછે. હોમની ક્રિયા અને તેનાં પાલાનાં ફાયદાકારક ગુણો તરફ જોતાં પાછલા જમાનાંનાં પેહલવી લખનારાઓ ભુલી ગયા હોય કે એવો ફાયદાકારક પાલો અને તેની ક્રિયા એક માણસે સોધી કાહાડયાં હોય. તેઓએ વિચાર કર્યા હોય કે આવો ગુણકારક પાલો, જે માણસને બેહેશતમાં લેઇજવા વટોક શકતીવાંન હતો, તે એક માણસ કેમ સોધી કાઢે? તે કોઈ એક ફરેસ્તાનું કામ હોવું જોઇએ. એવા વિચારથી, ફકત તેનાં એજમતી ગુણો અને ખાસીએતોનાં ખ્યાલથી અંજાઇ જઈ, તેઓએ એવું ધાર્યું હોય, કે એ આએ ક્ષણભંગુર દુનીઆના કોઇ માનવીનું કામ હોય નહીં, પણ કોઇ ફરેસ્તાનુંજ હોવું જોઇએ.

વલી જયારે આપણો પેગમબર જરથોશ્ત, પોતાનાં નેક ભલાં અને દુનીઆની રાહનુમાઇ કરનારાં કાંમને લીધે, પોતાનાં જમાનાં પછી તુરત થોડા વખતમાંજ માણસોથી "યજદ"નો બુલંદ દરજજો પામ્યો, તો "હોમ" તેના પાલાનાં અને તેની ક્રિયાનાં ભલા ગુણોને લીધે પાછલથી "યજદી" દરજજો પામ્યો હોય તેમાં નવાઈ શું.! જેમ જરથોશ્તને, તેની કીરતીને માટે, તે માણસ હોવા છતાં, યજદનો દરજજો આપ્યો, તેમ "હોમ" ને પણ એ દરજજો પછવાડેથી આપ્યું

હોય એ બની શકે તેવું છે. હવે એ દરજાને હોમ લાયક હતો તે, એના પાલાથી અને એની ક્રીયાથી પ્રાપ્ત થતા ફાયદાઓ, જે પછવાડે વર્ણવ્યા છે તે, તપાસતાં માલમ પડશે.

હવે હોમને પેગમબરને દરજજેથી એક યજદનો દરજજો આપવામાં તેઓ કેટલી હદ સુધી વાજબી હતા તે આપણ ચોકસ કઇ શકીએ નહીં. એનો જુદા જુદા જમાનાનાં વિચારની રૂધી ઉપર હોય છે. કેટલીક વખત તે—જુદા જુદા જમાનાનાં માણસોના વિચારની રૂધી ઉપરજ નહીં—પણ ખુદ એકજ જમાનાનાં જુદાં જુદાં માણસોના વિચારની રૂધી ઉપર રહેછે. દાખલા તરીકે હાલના જમાનામાં એક કેળવણી પામેલો છુટા વિચારનો માણસ પોતાની સારી અક્કલથી અને પોતાના સારા વિચારથી પોતાના ટોલાના એક વડા અકાબરને અથવા તો પોતાના વડા ધર્મગુરૂને પગે પડે તેમાં, અને એક અભણેલ અનગડ ખોટા વિચારથી અને વેહેમથી પોતાના ધર્મગુરૂને પગે પડે તેમાં ઘણો ફેર છે. પેહેલો પોતે વિચારતો હોય કે એક ભલા, નેક, ધર્મી પુરૂષને માન આપવું તે જાણે પોતાને માન આપવા બરાબર છે; તે જાંણે તે નેક પુરૂષને પોતાના ભલા માર્ગ ઉપર ચાલુ રેહવાનું ઉતેજન છે; જાંણે તેને તેની ભલાઇનું એક જાતનું ઇનામ છે; જાંણે તેની ભલાઇ અને નેકીની એક જાતની કદર બુજવા બરાબર છે. પણ બીજો તો પોતાનાં અભણેલપણાને લીધે પોતે એમજ માનતો હોય કે એક ધર્મગુરૂને કે એક અકાબરને પગે પડવું તે જાંણે ખોદાને પગે પડવા બરાબર છે; તે જાંણે પોતાનું પાપ કાપવા બરાબર છે. એવા ખોટા વિચારથી તે ભુડા અને ભલા વચ્ચે તફાવત જોઇ શકતો નથી, અને દર્શનને માટે નાલાયક હોય તેનાં પણ દર્શન કરેછે. એ પ્રમાણે ત્યારે એક ચોકસ માણસ પોતાના વડા અકાબર અથવા ધર્મગુરૂને પગે પડે તે વાજબી ગણાય પણ બીજો એમ કરે તે ખોટું ગણાય, બલકે ગુનાહભર્યું ગણાય. એજ પ્રમાણે એને યજદ ગણવાની બાબદમાં છે.

વલી એ બાબદનાં સંબંધમાં આપણે યાદ રાખવું જોઇએ કે યજશનેનાં હોમનાં સંબંધનાં ત્રણ હાઓની, તેમજ વંદીદાદ અને

અવસ્તાનાં જુદા જુદા ભાગો, જયાં હોમની કંઇ બાબદ આવે છે, તેની જે પેહલવી શરેહ કરી છે ત્યાં હોમને યજદ લખ્યો નથી. પણ એન હોમ "યજદ" તરીકે લખ્યો છે તેતો બીજી સ્વતંત્ર પછીની લખેલી પેહલવી કેતાબો, જેવી કે બુનદેહશ, જાદસ્પરમ, શાયસ્ત લાશાયસ્ત વિગેરે,માં છે. એ ઉપરથી ખોલ્લું માલમ પડેછે કે હોમને જેમ અવસ્તામાં તેમ તે લખાંણોની પેહલવી શરેહમાં વટીક "યજદ" લખ્યો નથી; એ તો બીજી કેતાબોમાં એને યજદ લખ્યો છે.

રેવાયત વાલાઓએ પણ એને પેહલવી વાલાઓને પગલે ચાલી યજદ લખ્યો છે. બરજો કામદીનની રેવાયતમાં એના નામ સાઠે હમેશાં એ શબ્દ વાપડયો છે.

એ તપાસ ઉપરથી ત્યારે આપણને માલમ પડે છે કે હોમને જો કે અવસ્તામાં યજદ તરીકે ગણ્યો નથી,તોપણ તે, તેનાં કાંમોથી યજદી દરજાને લાયક થડયાથી, એ દરજજો પાછલથી પામ્યો હોય. આપણે આએ વિષયમાં ફકત એને પેંગમબરનાં નામથીજ ઓલખીએ છીએ. કારણ કે આપણને આપણી બાબદ મુખ્ય કરીને અવસ્તાને આધારે તપાસવાની છે.

**૧૭. હોમનાં જમાનાનું પુરાતનપણું. (ક) અવસ્તાપ્રમાણે**—હાવનીમ[૧] ઉપરથી માલમ પડે છે કે એ શખ્સ છેક જમશેદનાં બાપ "વીવંઘહોમ"ની પણ આગમચ થઇ જવો જોઇએ, કારણ કે ત્યાં જરથોશતનાં જવાબમાં જણાવે છે કે "વીવંઘહોમે પેહેલ વેહેલાં હોમની ક્રિયા કરી અને તેનાં બદલામાં તેને ત્યાં જમશેદ અવતર્યો." એ ઉપરથી ત્યારે માલમ પડેછે કે એ હોમની ક્રિયાને જાએજ કરનાર શખ્સ વીવંઘહોમની પણ આગમચ હોવો જોઇએ.

**(ખ) ક્રીયામા વપડાતાં ઓજારો પ્રમાણે**—"આર્ય સુધારાનાં ફેરફારો"[૨] એવે નામનાં પોતાનાં એક રેસાલામાં પ્રોફેસર કુન્ટે, ઘણા અસલી જમાનાંથી તે વેદવાલાઓનાં છુતા પડવાનાં વખત સુધીનાં જમાનાનાં ૪) તબક્કા કરે છે. ૧) લો ઘણો અસલનો જમાનો

(૧) હા ૯ ૪, ૪ (૧)Vicissitudes of Aryan Civilization in India by M. M. Kunte પા ૭ થી ૨૧

જયારે માણસ તદન જંગલી હાલતમાં હતો અને જાનવરોનો શીકાર કરી ફક્ત તેનાં કાચા માસપર પોતાનો ગુજારો કરતો હતો ૨) જો ભરવાડી જમાનો જયારે માણસ જાનવરોનો શીકાર કરવાની હાલત ઉપરથી તેને પાલવાની હાલત ઉપર આવ્યો અને ભતકતી જીંદગી મેલી શાંત જીંદગી પર આવ્યો. ૩) જો ખેડુતનો જમાનો જયારે માણસ પોતાનાં પાલેલાં જાનવરોને ખેતીનાં ઉપયોગમાં લાવવા લાગો. ૪) થો અને છેલો પુરૂષાતન અથવા વીરપણાનો જમાનો (chivalrous age).

મી૦ કુન્ટે વેદમાં આવેલાં સોમનાં વર્ણન ઉપરથી, અને તેની ક્રિયા ઉપરથી; એ ક્રિયા, ઉપર વર્ણન કરેલા બીજા જમાનાંની આગમચની ગણે છે. એના કહેવા પ્રમાણે યજશનેની હોમની અને હીંદુઓની સોમની ક્રિયામાં વપડાતી ચીજો-જે આપણ હવે પછી તપાસીશું તે—માં ઉપલા ૪ તબક્કામાંનાં બીજા અને ત્રીજા તબક્કાની નીશાનીઓ ખોલ્લી માલમ પડે છે. એણે વર્ણવેલી સોમની ક્રિયાની ચીજોની, હોમ ગાળવાની ક્રિયામાં વપડાતી ચીજો સાઠ, સરખાંમની કરતાં માલમ પડે છે કે બકરીનું જીવાંમ (દુધ) ઝીલવાની રીત અને દરૂન ઉપર લગાડવામાં આવતું ઘી (ગોશુદો), એ ભરવાડનાં જમાનાની નીશાનીઓ છે. વળી હાવનીમ, લાલો અને શુરાખદાર તસ્તો (ખાંણી, બતો અને ચારનીને મલતાં ઓજારો) ખેડુતનાં જમાનાંની નીશાંનીઓ છે.

એ સરખાંમની ઉપરથી મી૦ કુન્ટે એ ક્રીયાને ઘણા જુના જમાનામાં મેલે છે. એ ગ્રહસ્થના કહેવા પ્રમાણે એ ક્રિયામાં વપડાતી ઉપલી ચીજો ઉપલા જુના જમાનાઓની નીશાની તરીકે હોય કે ન હોય, તોપણ અવસ્તા ઉપરથી તો આપણે ઉપર તપાસ્યું તેમ એ ક્રિયા ઘણું પુરાતન વખતની માલમ પડે છે.

**(ગ) બરસમની ક્રીયા પ્રમાણે**—રાંમયશ્તમાં[1] કહે છે કે જમશેદે રાંમ યજદને બરસમની ક્રિયા સાઠે આરાધ્યો. હવે એજ જમશેદનાં બાપ વીવંઘહામે હોમની ક્રિયા કરી હતી એવું આપણે આગલા જોયું. એ ઉપરથી ત્યારે આપણને માલમ પડે છે કે હોમની ક્રિયા બ-

(૧) ક. ૧૫

રસમની ક્રિયાનાં જેટલીજ પુરાની હોવી જોઇએ. હવે હાલમાં, આપણી ક્રીયાઓમાં, બરસમ ધાતુની વાપરવામાં આવે છે, પણ અસલનાં વખતમા તે ઝાડની દાંખલીઓની વાપડવામાં આવતી હતી એવું માલમ પડેછે. હવે કહે છે કે અસલી રોમન આતશ-ધર્મ ગુરૂઓ, જેઓ ફ્લેમીન ને નામે ઓલખાતા હતા, તેઓ જયારે પોતાના પવીત્ર આતશ સનમુખ ક્રિયા કરવા જતા હુતા ત્યારે હાથમાં એક જાતનાં ઝાડની દાંખલીઓ રાખતા હતા જે દાંખલીઓ, રોમન કેથલીકોનો હાલનો મુંબાઇનો વડો ધર્મ ગુરૂ બીશપમ્કરીન ધારે છે કે, આપણી બરસમને મલતી આવતી હોવી જોઇએ. જો એમ હોયતો બરસમની ક્રિયાનાં પુરાતન પણાંની આપણને એક સાબેતી મલે છે, કે એ ક્રિયા ઘણા અસલી જમાનાથી આપણામાં જાએજ હોવી જોઇએ, અસલી જમાનો કે જયારે આપણ ઇરાનીઓ, વેદવાલાઓ અને અસલી રોમનો એકજ જગાએ અસલી આર્થ ભુમીમાં સાથે વસ્તા હોવા જોઇએ. એજ દલીલ ત્યારે હોમની ક્રિયાના પુરાતન પણાની પણ સાબેતી આપે છે કારણ કે આપણે ઉપર જોયું કે જયારે જમશેદે બરસમની ક્રિયા કરી હતી ત્યારે હોમની ક્રિયા જાએજ હતી અને તે (જમશેદ)નો જનમજ એના બાપ વીવંગહામે કરેલી ક્રિયાના પ્રતાપથી થયો હતો.

૯૮. **હોમ એક વીદ્વાંન હતો**—હાવનીમનાં ૨૭ માં ફકરા ઉપરથી માલમ પડે છે કે એ એક વીદ્વાંન હતો. એ હામાં હોમને, ઘરનો, મોહલાનો, ગાંમ અને દેશનો ધણી અને વીદયાનો ધણી એટલે વીદ્વાંન કહયો છે. એ ફકરા પ્રમાણે હોમ ઘેર, મોહલ્લા વિગેરેનો ધણી હતો, એટલે તે એક પાદશાહ હતો, એમ પણ થડે, અથવા તો તે પોતાની ક્રિયાની ખુબીથી અને પોતાનાં ડાહાપણની અસરથી પોતે જાએજ કરેલી દીનની મારફતે જેમ ઘરનાં અને મોહલ્લા તેમજ ગાંમ અને દેશનાં લોકો ઉપર સતા ચલાવતો હુતો, એમ પણ હોય; કારણ કે મેહર યશ્ત [1] ઉપરથી માલમ પડે છે કે એ હોમની દીન હફ્ત કેશ્વર જમીન પર ફેલાઈ હતી. પાછલો વિચાર મને વધારે બરાબર દીસે છે. વલી સરોશ યશ્ત [2] ઉપરથી માલમ પડે છે કે એને નુસ્કો લખ્યાં હતાં. એ

(૧) ફ. ૮૯ (૨) ક. ૮.

પણ દેખાડે છે કે એ એક વીદ્વાંન પુરૂષ હતો.

**૧૯ હોમ એક અથોરનાન હતો**—હાવનીમનાં એક ફકરા ઉપરથી ખોલ્લો ઇશારો મલેછે કે હોમ એક **અથોરનાંન** હતો. એ હા(ના ૨૪) માં ફકરામાં જણાવે છે કે "કેરેસાની" નામનો પાદશાહ જે હોમની સાંમે થતા હતો તેને હોમે હરાવ્યો. એ કેરેસાની એમ બોલતો હતો કે "હવેથી વાકેફગાર અથોરનાંનો મારા મુલકોમાં વૃદ્ધી કરવાને વાસ્તે ફરતા નહીં ફરે." એ ફકરા ઉપરથી માલમ પડે છે કે હોમ એક અથોરનાંન હતો. હોમ અથોરનાંને તેને હરાવ્યાથી કેરેસાની બોલ્યો કે "હવે પછી કોઇ બીજા અથોરનાંનો મને નુકસાન મા કરતા."

વલી "વિશ અપાંમ"[૧]માં કહે છે કે જે, અથોરનાનને તથા હોમને ઠગવાને વિચારે છે, તે પોતેજ ઠગાઇને નાશ પામે છે. અહીં "હોમ" તથા "અથોરનાંન"ને સાઠે મેલેલાછે તે ઉપરથી શેઠ કાંમાજી "હોમ" એક આથોરનાંન હોય એમ ધારે છે.[૨]

**૨૦ હોમ એક પેગમબર હતો. એની દીન—** એ હોમ એક પેગમબર હતો તેનાં ઇશારાઓ અવસ્તામાંથી ઘણેક ઠેકાંણેથી મલે છે. ઇશ્વરનાં સ્મર્ણમાં પોતાનો વખત એક પહાડનાં એકાંત વાસમાં કાહડી, તે ઇશ્વરને અને તેની કરાંમતને તેનાં પુરતાપણામાં પીછાનતાં શીખ્યો હોય એવું દીસે છે. જેમ જરથોશ્ત સરોશની મારફતે હોરમજદથી જ્ઞાન અને આગાહી મેલવી હતી તેમ એણે મેલવી હતી; એમ સરોશયશ્ત ઉપરથી માલમ પડે છે. એ યશ્ત[૩]માં એને "માથ્રવાણીની શ્રધાની રાહે ચાલનારો જણાવ્યો છે."

એ પેગમબર હતો એવું મેહરયશ્ત[૪] ઉપરથી ખોલ્લું માલમ પડે છે. ત્યાં કહે છે કે હોમને "પવીત્ર હોરમજદે સિતાબ આરાધના કરનાર, બુલંદ ગાથા ભણનાર અને ક્રિયા કરનાર તરીકે મુકરર કર્યો. તે સિતાબ આરાધના કરનાર, મોટેથી ગાથા ભણનાર, હોરમજદને માટે ક્રિયા કરનાર અને અમશાસ્પંદોને માટે ક્રિયા કરનાર જોતીએ, બુલંદ આવાજે આરાધના કીધી. તે આવાજ છેક સેતારા સુધી ઉચે ગયો અને

(૧) હા. ૧૦ ફ. ૧૫ (૨) જ. નામુ પાં. ૧૫૨ (૩) ક. ૮ (૪) ફ. ૮૯

આએ જમીનની આસપાસ ફરી વલ્યો, અને સઘલા સાતે ખંડોની અંદર ફેલાઇ ગયો."

"એનો આવાજ આસ્માન તલક ગયો, અને હફ્ત કેશ્વર જમીનપર ફેલાયો" એટલે શું તે એજ યશ્તનાં બીજા ફકરા[1] ઉપરથી માલમ પડે છે, જયાં કહે છે કે "આએ દીનને (એટલે હોમની જાએજ કરેલી રીત અને દીનને) અશો અહુરમજદ, બહમન, અર્દીબેહેશ્ત, શેહરેવર, અસ્પંદારમદ, ખોરદાદ અને અમરદાદે ઘણી પસંદ કીધી અને એ અમશાસ્પંદોએ દીનના પ્યારથી તેને (ઇઆને હોમને) પણ પસંદ કર્યો, તથા તેને સારી કીરતીવાલા અહુરમજદે દેશોની (ઉપર કહેલા સાતે ખંદોની) દસ્તુરી આપી કે જે દેશોમાં લોકોએ દુનીઆની સઘલી પેદાયશોની વચ્ચે હોમને "સાહેબ અને સરદાર" તથા આએ પેદાયશોનો સૌથી સરસ પાક કરનાર તરીકે ગણ્યો."

એ ફકરાઓ ઉપરથી એટલું માલમ પડે છે કે ૧) હોમ આએ દુનીઆની સઘલી પેદાએશમાંનો એક માણસ હતો.

૨ જું. હોમ એક સાહેબ અને સરદાર, પેગમબર (દસ્તુર) હતો.

૩ જું. તેની દીન અને રીત હોરમજદને અને તેનાં અમશાસ્પંદોને પસંદ હતી.

૪ થું. તે દીન અને રીત હફ્ત કેશ્વર જમીન ઉપર ફેલાઈ હતી.

વલી એના પેગમબર હોવા વિષેનાં એશારાઓ "હાવનીમ"માંથી મલે છે- એ હામાં[2] હોમને "સાચ્ચા વચનનો શીખવનાર" તરીકે જાહેર કર્યો છે.

એજ હામાં આગલ ચાલતાં ૨૬ માં ફકરા પ્રમાણે જરથોશ્ત હોમને કહે છે કે "તુંને પેહેલવેહેલાં હોરમજદે ભલી માજદયસની દીન આપી."

વલી યજશનેનાં ૮ માં હામાં[3] જેમ જરથોશ્તનાં તેમજ હોમનાં ગાથાને યાદ કર્યો છે તે ઉપરથી પણ માલમ પડે છે કે એ જરથોશ્તની માફક કોઇ પેગમબર હોવો જોઇએ. એજ પ્રમાણે અરશીસંગ યશ્ત[4] માં જેમ જરથોશ્તનાં તેમજ હોમનાં માથ્રને આરાધ્યા છે.

---

(૧) ફ. ૯૨ (૨) હા ૯ ફ. ૨૫ (૩) ફ. ૧ (૪) ફ. ૫

વલી જેમ જરથોશ્તનો તેમજ હોમનો એલકાબ પણ "અષવ" છે.

**૨૧ એ પેગમબરે હોમ ગાળવાનો રવેંચો પેહેલાં દાખલ કર્યો**—અવસ્તાનાં જુદા જુદા ભાગો ઉપરથી માલમ પડે છે કે હોમની ક્રિયાનું અને હોમનાં પાલાનું નાંમ એ પેગમબર ઉપરથી પડેલું છે. હોમનો પાલો ઉપયોગમાં લાવવાનું અને તેની ક્રિયા કરવાનું એણે દાખલ કર્યું છે. મેહર યશ્તમાં [1] ખોલ્લું કહે છે કે અલબોર્જ પહાડ ઉપર હોમે હાવનીમ વટે હોમને છુંડીને પેહેલ વેહેલાં તૈયાર કર્યો. ત્યાં કહેછે કે "હોમ ફ્રાષમીએ (એ યશ્તમાં એને એ એલકાબથી ઓલખ્યોછે) પેહેલાં અલબોર્જ પહાડ ઉપર સીતારાઓથી સંગારેલી અને મીનોમાં બનાવેલી હાવનીમ વટે હોમને છુંડીને તૈયાર કર્યો." એ હોમ ગાલવાની રીત જે એણે દાખલ કીધી હતી તેને માટે પછી કહે છે કે તેથી હોરમજદ ખુશી થયો તથા અમશાસ્પંદો ખુશી થયા.

**૨૨ એ પેગમબરે દીનનું જ્ઞાન કયાં મેલવ્યું?**—એ પેગમબરે પહાડનાં મથાલાં ઉપર એકાંતવાસમાં પોતાનો અભ્યાસ જારી રાખી પોતાનું તન મન ઇશ્વિરને સોંપી સઘલું જ્ઞાન અને ડાહાપણ મેલવ્યું હતું એમ હાવનીમ ઉપરથી માલમ પડે છે. એ પ્રમાણે એકાંત વાસમાં પોતાનું તનમન ઇશ્વરને સોંપવાની ક્રિયા, બીજા શબ્દોમાં રીઆજતની ક્રિયા, એણે કયા પહાડ ઉપર કરી હતી તે મેહરયશ્ત ઉપરથી ચોકસ માલમ પડે છે. એ યશ્ત[2] પ્રમાણે હોમે અલબુર્જ પહાડની ઊંચી ટોંચ કે જેને અનાહીતી નદીવાલા હુકઇર્યના નામથી ઓલખે છે તે ઉપર મેહરને આરાધ્યો. એજ યશ્તમાં વળી ખોલ્લું લખેછે કે એણે અલબુર્જ પહાડ ઉપર પેહેલ વેહેલાં હોમ તૈયાર કર્યો. વળી મોટી સરોશ યશ્ત[3] ઉપરથી પણ માલમ પડે છે કે એણે અલબુર્જ પહાડની ઊંચી ટોંચ ઉપર દીનનું જ્ઞાન મેલવ્યું. અહીં યાદ રાખવું જોઇએ કે ઘણા ખરા સઘલા મોટા પેગમબરોએ પોતાનું જ્ઞાન પહાડનાં મથાલાં ઉપર મેલવ્યું છે. પેગમબર જરથોશ્તે ઉશીદરેન પહાડપર એ જ્ઞાન મેલવ્યું હતું. યાહુદીઓના પેગમબર મોઝીસે "સીનાઇ" ના પહાડ ઉપર મેલવ્યું હતું.

(૧) ક. ૯૦ (૨) ક. ૯૦ (૩) ક. ૮

**૨૩ દીનનું એ જ્ઞાન એને કોણની મારફતે મલ્યું**—સરોશ યશ્ત[1] ઉપરથી માલમ પડે છે કે એને દીનનું એ જ્ઞાન સરોશ મારફતે મલ્યું હતું. એ યશ્તમાં લખેછે કે હોમે "અલબુર્જ પહાડ ઉપર સરોશને આરાધ્યો." એમ માલમ પડેછે કે એણે પહાડની એકાંત ટોંચ ઉપર પોતાની જીંદગીનો મોટો ભાગ તે યજદાંનની એકદીલીથી બંદગી કરવામાં રોકયો હોય. એમ યજદાંનની સેતાયશમાં રોકાઇને, પોતાનું તન મન તે યજદાંનને સોંપીને, સરોશ—ભલી તાબેદારી-મારફતે, તે હોરમજદની સાથેવાતચીતમાં રોકાયો હોય; બીજા શબ્દોમાં હોરમજદનાં સૌથી સરસ તરીકા દીન અને ફરમાનનાં પુરતા સંપુરણ વિચારમાં તે રોકાયો હોય. અહીં આપણને યાદ રાખવું જોઇએ કે આપણાં જરથોશ્તે પણ જયારે હોરમજદ સાથે પોતાના ભલાં મન મારફતે વાતચીત કરી હતી ત્યારે તેના સવાલોનાં જવાબો તેને સરોશ મારફતે મલીઆ હતા.

**૨૪ એણે કોણ કોણની આરાધના કરીછે.**—અવસ્તા પ્રમાણે એણે બે જાણાઓની આરાધના કીધી હતી, અને તે બેઉ અલબુર્જ પહાડ ઉપરજ હતી. મેહર યશ્ત પ્રમાણે તેણે મેહરને "પવીત્ર બરસમથી અને પવીત્ર ક્રિયાઓથી અને પવીત્ર સખુનોથી આરાધ્યો." એજ પ્રમાણે સરોશ યશ્તમાં કહેછે કે તેણે સરોશને આરાધ્યો.

**૨૫ હોમનું લખાંણ**—હોમનું પોતાનું કંઇ લખાંણ હોવુ જોઇએ અને તે ગાયણ રૂપી હોવું જોઇએ એમ યજશનેનાં ૮ માં હા ઉપરથી માલમ પડે છે કે જ્યાં જરથોશ્તનાં તેમજ હોમનાં ગાથાને યાદ કર્યા છે. વલી મેહર યશ્ત ઉપરથી પણ જાણાય છે કે એનું લખાંણ ગાથામાં હોવું જોઇએ કારણ કે ત્યાં કહેછે કે "એને હોરમજદે ગાથા ભણનાર જોતી બનાવ્યો." વલી અરશીસંગ યશ્તમાં જેમ જરથોશ્તના તેમજ હોમના માથ્રને યાદ કર્યાછે.

હવે સરોશ યશ્ત[2] ઉપરથી માલમ પડે છે કે હોમે "હુવચાઓ" "પાપો વચાઓ" અને "પઇરીગાવચાઓ" નામનાં પુસ્તકો લખ્યાં હશે. હોમે કોઇ ચોપડીઓ બનાવી હશે એવું શેઠ ખુ૦ રૂ૦ કામાજીએ.[3]

(૧) ક. ૮ (૨) ક. ૮ (૩) જ૦ નામું પા. ૧૫૧

ઉપરથી ધારે છે કે આખા અવસ્તામાં ચોપડીનો શબ્દ "નુસ્ક" કામાજીનાં અને ડા૦ હાઉના[1] કેહવા પ્રમાણે હાવનીમમાંજ આવેછે. એરવદ શેહરીઆરજી દાદાભાઇ ભરૂચા[2]સરોશ યશ્તમાં આવેલા "પાપો વચાઓ" અને "પઇરીગા વચાઓ" શબ્દોમાંનાં "પાપો" અને "પઇરીગા" ને હોમનાં બે નુસ્કો ગણે છે અને તેઓને, પેહલવી "પાજેહ" અને "બરેસ" જે ૨૧) નુસ્કોમાંનાં બે નુસકોનાં નામ છે તેઓ સાથે સરખાવી એ નામોને એકજ ગણે છે.

**૨૬ હોમનો હરીફ**—હોમની સામે કેરેસાની નામે એક પાદશાહ થયો હતો એમ હાવનીમનાં ૨૪માં ફકરા ઉપરથી માલમ પડે છે. એ, હોમે દાખેલ કરેલી હોમની ક્રિયાની સામે થયો હોય અને તેને હોમે તોડયો હોય એમ માલમ પડેછે. ડાકટર હાઉ[3] અને સ્પીગલ[4] પ્રમાણે એ કેરેસાની વેદમાં જણાવેલો "ક્રીશનુ" છે.

પણ વેદમાં તો એને "સોમ"ના રસનો રક્ષણ કરનાર દેવતા ગણ્યો છે. ત્યારે સવાલ ઉઠે છે કે હોમનાં પાલાનો સોધી કાઢનાર હોમ, કેરેસાની ( ક્રીશનું ) જે પણ વેદ પ્રમાણે એ રસ ઉપરનોજ દેવતા છે, તેની સાથે કેમ લડે. તેની સાથે તો તેને સારી દોસ્તી રાખવી જોઇએ. પણ એ ઉપરથી હોમની ક્રિયાએ ઇરાંનમાં, પાછલથી બીગડી ગયલી સોમની ક્રિયા રદ કરી (supercede કરી), પોતાનો વધારો કીધો તેનો ઇશારો મલેછે. હોમ નામના પેગમબરે પેહેલાં એ રેવાજ દાખલ કીધો. પણ તેની પછી એ ક્રિયામાં બીગાડો થયાથી, પાછલા વખતનાં દાનાવોએ અને ખુદ જરથોશ્તે પોતે, બીગડેલી ચાલતી આવેલી રીત—જે પછી વેદીક ધર્મ વાલાઓમાં સોમને નામે જાએજ રેહી તે—ત્યાગ કરી થોડાક ફેરફાર સાથની ખરી હોમની સુધરેલી રીત જાયજ રાખી હોય. એ કારણને લીધે ત્યારે હોમ પાલાનાં અસલ સોધી કાઢનાર હોમને, વેદવાલાઓનાં સોમની ઉપર મવક્કલ થયલા ક્રીશનું સાથનાં વેરનું કારણ સમજ પડે છે. હોમ તો ઇરાંનીઓએ જાએજ રાખેલી હોમની ક્રિયાનો વડો, અને કેરેસાની (ક્રીશનુ) તો પાછલથી ફેરફાર થયલી બીગડેલી સોમની ક્રિયાનો વડો. ત્યારે બેઉની હરીફાઇનું કારણ સમજ

---

(૧) રેસાલા પા. ૧૮૧ (૨) જરથોશ્તી અભ્યાસ (૩) રેસાલા પા૦ ૧૮૨ (૪) તરજુમો પા૦ ૫૬

પડે છે. આપણે આગલ જોયું કે વેદવાલાઓથી છુતા પડયા પછી, જે જે પુરૂષો, ચીજો અને ક્રિયાઓને અવસ્તાવાલાઓ ધીક્કારવા લાગા તે તે પુરૂષો, ચીજો અને ક્રિયાઓને વેદવાલાઓ પસંદ કરવા લાગા. એજ પ્રમાણે એઓએ અવસ્તાવાલાઓનાં હોમનાં વેરી "કેરેસાની" (ક્રીશાનુ) ને પોતાનાં "સોમ" (જે તે હોમની પછવાડેથી બીગડેલી તેઓની ક્રિયાનું નામ છે તે)નો દેવતા ગણ્યો હોય.

હવે આએ બાબદનાં સંબધમાં આપણે યાદ રાખવું જોઈએ કે હોમે દાખલ કરેલા ગુણકારક અને ફાયદામંદ પાલાનો, અને તેની ફીલસુફી ભરેલી ક્રિયાનો, પાછલથી ખરાબ ઉપયોગ થવા માંડયો હોય એવું ચોકસ દીસે છે. હોમનાં પાલાનાં ખુશ કેફદાર રસનો ગેર ઉપયોગ પાછલથી થવા માંડયો હોય. તેની ખુશ કેફની અસર મેલવવાને બદલે ઘણા જથ્થામાં પીને એ ભલા પાલાને બદનાંમ કરવામાં આવ્યો હોય. એ સઘલું થવા માંડયું હોય એમ ચોકસ દીસે છે અને યજશનેનાં ૧૦ મા અને ૧૧ મા હામાંની બાબદથી તેને ટેકો મલેછે. જો એમ "હોમ"નો અને તેની ક્રિયાનો ખરાબ ઉપયોગ નહીં થવા માંડયો હને, તો એ હાઓમાં એનો ખરાબ ઉપયોગ નહી કરવાની તાકીદી શું કરવા કરી હોય? જેઓ એ પાલાનો અને તેની ક્રીયાનો ખરાબ ઉપયોગ કરે છે તેઓને શું ગેરફાયદા અને નુકશાન થાય છે તે ત્યાં ખોલ્લાં જણાવેલાં છે. આગલ એ હાઓનું જે પૃથક્કરણ કરેલું છે, અને હવે પછી એ પાલાનાં ગુણોનું જે ટુંક વર્ણન આપણે કરીશું, તે તપાસ્યા ઉપરથી એ બાબદ ખોલ્લી માલમ પડશે, કે એ લખાંણોનાં વખતમાં એ હોમનો ખરાબ ઉપયોગ થવા માંડવાને લીધે, એ હાઓમાં એનો ખરાબ ઉપયોગ નહીં કરવાની તાકીદ કરીછે; અને ખોલ્લું જણાવ્યુંછે કે એ ક્રિયા કરનારાઓએ અને એ રસ પીનારાઓએ જો તેનાં ફાયદા મેલવવા હોય તો નેક વિચાર, વચન અને કામવાલાજ રેહેવું જોઇએ, બુરા વિચાર, વચન અને કામવાલા નહીં થવું.

**૨૭ હોમ (સોમ દેવતા)નું વેદ પ્રમાણે વર્ણન**—વેદમાં સોમ (હોમ)ને એક પેગમબરને દરજ્જેથી પણ ઉપર ચઢાવી એક દેવતાનું રૂપ શું કારણ સર આપ્યું છે તે આપણે આગલ જોયું. તે કા-

રણ ધ્યાનમાં રાખ્યાથી વેદમાંથી મલતું સોમનું બીજું નીચલું વર્ણન સમજ પડશે.

એ નાગાઓને વસ્ત્ર આપે છે અને માણસોને અને દેવતાઓને અમર્ગી આપેછે. એ ભવિષનું, પેલી જેહાંનનું સુખ આપેછે અને અવસ્તાનાં હોમની માફૂક સ્વેગ આપે છે. વળી તે "વરૂન," મીત્ર, ઇન્દ્ર વીગેરે દેવતાઓને ખુશી બખશે છે. વળી તે તેની સ્તુતી કરનારને તને મજબુત અને મને ડાહયો અને હુશીઆર કરેછે. તે આપણને ફલદ્રુપપણુ આપે છે, દુશ્મનથી આપણને બચાવે છે અને આપણી જીંદગીને ટેકાવે છે.

તે વાયુ સરખી ઝડપવાલા ઘોડાઓની એક રથમાં હજાર અણીવાલા હથિયાર સાથે સવારી કરે છે, તે દુશ્મનોને અને શેહરોને પોતાનાં કૌવતે પાયમાલ કરે છે. તેને પ્રજાપતીનો એલકાબ મલેલો છે, જેમ કે અવસ્તામાં હોમને "નમાન પઇતિ" "વીસ પઇતિ" "જન્તુ પઇતિ" "દંઘુ પઇતિ" વીગેરે એટલે ઘેર, મોહલા, ગાંમ, અને દેશનાંપતી (ધણી) નો એલકાબછે.

એટલુંજ નહી પણ વલી તે સઘલા દેવતાઓનો પેદા કરનાર અને બાપ છે. રાતનું અંધારૂં તે દુર કરેછે, અને વલી તે ખુદ સુર્યનો પેદા કરનાર છે. તેણે વાતાવરણ, આકાશ, પૃથ્વી અને અગ્નિ પેદા કર્યાં છે. ટુકમાં અસલનાં વખતનાં વિચાર પ્રમાણેનાં ચારે અનાસરો તેણે પેદા કર્યાં છે.

ઉપલું સોમ દેવતાનું વેદ પ્રમાણેનું ચીત્ર છે. વેદનાં છેક પાછલા વખતમાં અને મુખ્ય કરીને વેદ પછીનાં વખતમાં એને ખુદ "ચંદ્ર" તરીકે ગણયો છે.

ઉપલું વેદમાં આવેલું સોમનું વર્ણન તપાસતાં માલમ પડે છે કે અહીં વર્ણન કરેલા કેટલાક સોમનાં ગુણો અવસ્તાવાલા "હોમ" નાં ગુણોને મલતા છે. બાકી કેટલાક તો વેદવાલાઓએ, આપણે હોમ પેગમબરની બાબદમાં જોયું તેમ, આગલ વધી વધારી દીધા છે. હોમનાં કેટલાક જાતી ફાયદાકારક ગુણો અને અસરની ખુબી જોઇ તેઓએ, તેની સ્તુ-

તી હદથી બાહેર લઇ જઇ, તેને સઘલી ચીજો,—પછી ફાની કે મીનોઇ—નો બનાવનાર કરી દીધો. સઘલા સબબોનું, સઘલી સારી પેદાયશનું કારણ જાણે સોમજ હોય તેમ તેને રૂપ આપી દીધું. સઘલી બાબદમાં તેને સૌથી સરસ (all in all) ગણવા જતાં વળી તેને ખુદ સુર્ય, જમીન અને દેવતાઓનો પણ બનાવનાર કરી દીધો.

**૨૭ સારાંશ**—ત્યારે હોમ પેગમબર વિષેની ઉપલી હકીકતોનો સારાંશ એ છે કે એ હોમે અલબુર્જ પહાડની હુકઇર્ય નામની એક ઊંચી અને એકાંત ટોંચ ઉપર લાંબો વખત સુધી તે કીરતારની યાદ અને સ્તુતી કરી હતી, અને તેની કુદરતનાં ભેદોનો વિચાર કર્યો હતો. વળી ધર્મના છુપા ભેદોનો એણે ત્યાં ઘણો લાંબો વખત સુધી અભ્યાસ કર્યો હતો. એ લાંબા વખત સુધી કરેલા અભ્યાસનું પરિણામ એ આવ્યું કે એ, ખોદાની પીછાન કરવામાં ફતેહ પામ્યો અને તેના ભરમો અને ભેદો, બીજા સાધારણ માણસો કરતાં વધારે સારી રીત પીછાનવા લાગો. બીજા શબ્દોમાં ખુદ ખોદાની સાથે વધારે અતલગનાં સંબધમાં આવવા લાગો. લાંબો વખત યજદાંનની સેતાયશમાં મશગુલ રહેયાથી, તેનાં ભેદ ભરમોનાં અભ્યાસમાં મન રોકવાથી અને તેનો, તેનો અને તેનોજ ખ્યાલ હરદમ અને હરપલ મનમાં રાખવાથી, જાણે ખુદ તેનીજ સાથે, સંદેશો ચલાવવા લાગ્યો, એ સંદેશો ચલાવામાં તે પોતા તરફથી પોતાનાં "ભલાં મન" ને રોકતો હતો અને હોરમજદ તરફથી તેને સરોશ મારફતે બીશારત થતી હતી. એટલે એક દીલ અને એકીનથી તે યજદાંનની બંદગી અને સેતાયશમાં પોતાનું દીલ રોકી, પુરતાં ધ્યાંનથી તેની કરાંમતોનાં ભેદ અને ભરમોનો અભ્યાસ કરી, તેણે પોતાનું તન અને મન તે યજદાંનને સપુરદ કર્યું, અને તેનાથી આગાહી ચાહી જે તેને સરોશની મારફતે મલી. હવે એ અભ્યાસનું, એ રીઆજતનું અને એ આગાહીનું પરીણામ એ નીપજ્યું કે તેને નવી દીન, નવો તરીકો ને નવી રીત,—જે આપણી હોમની ક્રિયાની રીત તે—સુજ પડી. તે દીન, તે તરીકો અને તે રીત તેણે બા પોકારથી હફ્ત કેશ્વર જમીનમાં જાહેર કરી અને તે દીન અને તે રીત, હોરમજદને તેમજ તેનાં અમશાસ્પંદોને પસંદ પડી.

# બાબ ૪ થો
## હોમનો પાલો.

**૨૮ હોમનાં પાલાનું મથક**—વિશઅપાંમ નામનાં હા[1]પ્રમાણે એ પાલાનું મુખ્ય મથક પહાડો છે, જ્યાં તે પુષ્કલ ઉગેછે. એજ હામાં આગલ ચાલતાં[2] અલબુર્જ પહાડને તેનું મુખ્ય મથક જણાવ્યું છે. આપણે આગલ જોયું કે એને સોધી કાઢનાર હોમ પેગમબરનું પણ એજ મથક છે. એજ હામાં[3] એનાં પહાડોની સાથે એના ખેતરો અને ખીનાને પણ એનાં મથકો તરીકે યાદ કર્યાંછે

**૨૯ એને મદદ કરનારાં સાંધનો**—એજ હામાં[4] એની બરદાશ્ત કરનારી માતા પૃથ્વીને વખાંણી છે; અને વાદલાં અને વરસાદને, પહાડની ટોંચ ઉપર એનાં શરીરને વધારનારાં બે સાંધનો તરીકે વખાણ્યાં છે. જમીન અને વરસાદ જ્યારે દરેક ઝાડપાન માતરને, તેઓનાં ઉગાણમાં, મદદ કરનારાં સાંધણો છે ત્યારે તેઓને આએ વધારે ઉપયોગી વધારે ફાયદેમંદ એજમતી પાલાનાં સંબધમાં વધારે વખાણવાની અગત સમજ પડેછે.

**૩૦ અવસ્તામાં જણાવેલા હોમનાં ગુણો**—હવે આપણે અવસ્તામાં હોમનાં શું શું ગુણો જણાવેલા છે તે તપાસીએ. તે તપાસીઆ પછી પેહલવી લખનારાઓએ વર્ણન કરેલી તેની સીફતનો ટુકમાં વિચાર કરીશું. પછી "સોમ"નું વેદમાં આવેલું વર્ણન અને તેનાં ગુણો તપાસીશું; અને સેવટે હોમનાં વર્ણન કરેલા એ એજમતી ગુણોનાં કારણ વિષે વિચાર કરીશું.

અવસ્તા[5] પ્રમાણે હોમ ભલો, સારો પેદા કરેલો, તંદરોસ્તી આપનાર, સારા શરીરવાલો, સારૂં કાંમ કરનાર, વેરીને મારનાર, સુનેરી રંગનો, લટકતી ડાંખલીવાલો, અને જેમ ખાવામાં ઘણો સરસ તેમ રવાંનને માટે ઘણોજ સારો મીનોઇ રસ્તો બતાવનાર છે.[6]

(૧) હા ૧૦ ફ. ૩ (૨) હા ૧૦ ફ. ૧૦ (૩) ફ. ૪ (૪) ફ. ૩ને ૪ (૫) ય. હા. ૯,૧૦ ને ૧૧ (૬) હા ૯. ફ. ૧૬

હોમમાં ડાહાપણ, હીમત, ફતેહ, તંદરોસ્તી, વધારો, વૃધ્ધી, તનનું જોર અને ચલકાત ભરેલી મોહટાઇ આપવાની શકિત હોય[1] છે. એ ગુણોને લીધે ક્રિયા કીધેલા હોમનો પીનાર એક સ્વતંત્ર પાદશાહ તરીકે અને ખરાબીને ટોડનાર અને દરૂજને મારનાર તરીકેની શકિત ધરાવી શકેછે; અને તમાંમ દેવોની, ખરાબ માણસોની, જાદુગરોની, પરીઓની દુષ્ટ અને કરપીન જુલમગારોની, બે પગવાલા ગુનેહગારોની, બે પગવાલા અશોઇને તોડનારાઓની, ચાર પગવાલા વરૂઓની અને ઘણી પલતનવારાં કવાએદવાલાં લશ્કરની ખરાબીઓને તોડવા સામર્થવાન થાય છે.[2]

વલી એ ક્રિયા કરી પીધેલો હોમ નીચલી ૬) બખશેશો અનાએત કરે છે.[3]

૧) બેહસ્ત ૨) તંદરોસ્તી ૩) લાંબી જીંદગી ૪) હીમતવાંન સંતોષી અને અદેખાઇને તોડનાર અને જુઠાઇને મારનાર થવાની શકિત ૫) વેરીને મારનાર, લડાઇમાં જીતનાર વિગેરે થવાની શકિત, અને ૬) ચોર, લુતારા, અને વરૂથી પોંહોચતાં આફતો વિષે આગમચેતી.

વલી ક્રિયા કરી પીધેલો હોમ અને તેનું ડાહાપણ, સરતનાં મેદાંનમાં કૌવત આપે છે, છોકરાં જનવાની ખાહેશ રાખનાર ઓરતને ખુબસુરત અને અશો ફરજંદ આપે છે; અને જે ઘરધણીઓ નુસ્કોનો અભ્યાસ કરે છે તેઓને વૃધી અને મોહટાઇ આપે છે. વળી કુમારી સ્ત્રીઓને તે અક્કલમંદ અને પ્રમાણીક ખાવીંદ આપે છે.[4]

વળી એ હોમ તેનાં પીનારને અને તેની અસરથી ઉત્પન્ન થતાં ડાહાપણમાં ચકચુર થયલા શખસને અદેખાઓની અદેખાઇથી દુર રાખે છે, તેના વિચારને ખરાબ માણસોનાં સંબંધથી નીર્મલ રાખેછે, અને તેની સામે કીનો રાખનાર માણસને નાતવાંન કરે છે.[5]

જેમ તેનાં શરીર સાથે કીનો રાખનાર, એટલે તેના તનને ઇજા કરનાર માણસને, તેમજ તેના મન સાથે કીનો રાખનાર, એટલે તેને બુરે માર્ગે ચલાવનાર શખસને, હાથે અશક્ત, પગે નાતવાંન અને આંખે અપંગ કરે છે, એટલે ટુકમાં સઘલી રીતે અશકત કરે છે.[6]

(૧) હા. ૯ ફ. ૧૭ (૨) ફ. ૧૮ (૩) હા ૯ ફ૦ ૧૯. ૨૧ (૪) હા ૯ ફ૦ ૨૨ ને ૨૩ (૫) હા૯ ફ૦ ૨૮ (૬) હા૯ ફ૦ ૨૯

વળી એવો તૈયાર કરેલો હોમ તેને તૈયાર કરીને પીનાર અશો મરદનાં તનને સાંપનાં જેહેરથી તેમજ દુશમનનાં લશ્કરનાં હોમલાથી અને ઘાટકી નુકસાંન કરનારા દુરવંદ, દુનીઆને મારનાર અને દીનના વિચાર અને વચન પ્રમાણે કામ નહીં કરનાર, બુરાં માણસથી સંભાલે છે.[૧]

વળી તે એક વેશ્યા જે, જેમ પવન ઘડી ઘડી પોતાની દીશા બદલે છે તેમ, પોતાનો પ્યાર બદલે છે તેની સાંમે થાય છે અને તેનું જોર તોડે છે.[૨]

એ સઘલા, ક્રિયા કરી પીધેલા હોમથી ઉતપન્ન થતા, અને તેનીથી મલતાં ડાહાપણમાં ચકચુર થયાથી સંપાદન થતા ગુણો છે. એ સઘલા ગુણોને લીધે હોમની સ્તુતી અને હોમની ક્રિયા, અને તેનેથી મલતું ડાહાપણ એટલું તો કીમતી છે કે તેનું થોડામાં થોડું નીચવવું તેનું થોડામાં થોડું ખાવું, તેની થોડામાં થોડી વખાંણ વટીક હજારો દેવો (તન મનનાં દરદો અને દુઃખો) ને મારવાને માટે પુરતાં છે. એટલું વટીક કે જ્યાં હોમની ક્રિયા થાય છે તે ઘરમાં અને તે મોહલ્લામાં હમેશાં જાહેર રીતે સુખ અને તંદરૂસ્તી થાય છે.[૩] એ ગુણોને લીધે હોમની ક્રિયાને એટલું બધું વજન છે કે હાદોખ્ત ચરત[૪] પ્રમાણે હોમની આશની કરીને એક અષેમવોહુ ભણો હોય તો બીજી વખતે ભણેલી ૧૦૦) અષેમવોહુની બરાબર છે.

વળી જયારે બીજાં બધાં ડાહાપણો[૫] ઘાટકી હથીઆર વાલા દેવની પુઠે ચાલે છે ત્યારે હોમનું ડાહાપણ ખુશીથી અશોઈની પુઠે ચાલેછે.[૬]

જે માણસ જેમ પોતાનાં જવાન બાલકને ચાહે તેમ હોમને ચાહે અને તેને તૈયાર કરી, એકદીલી અને સારા વિચારથી, ઉપયોગમાં લાવે તેને ખચીત તંદરૂસ્તી મલે છે.[૭] વલી હોમનું ડાહાપણ એવું શ્રેષ્ટ છે કે તે દરવીશનાં મનને તવંગરનાં જેટલું મોટું અને એક વીદ્વાંનનાં

---

(૧) હા ૯ ફ૦ ૩૦ ને ૩૧ (૨) હા ૯ ફ૦ ૩૨ (૩) હા ૧૦ ફ૦ ૬૭ (૪) ચરત ફરેગમેંટ ફ૦ ૯ (૫) અહીં દાકતર હાગે ફેહ્‌લ્મ 'મધો' શબ્દનો અર્થ સંસકૃત પ્રમાણે "શરાબ" કરે છે, એ અર્થ પણ દુરસ્ત લાગે છે; કે જયારે બીજી બધી કેફદાર વસ્તુઓ (શરાબો) છાકટપણાંની ખુમારી લાવી બુરા માર્ગોપર લેઈ જાયછે ત્યારે હોમનો ક્રિયા સાથે છુંડી તૈયાર કરેલો રસ એવી કોઈપણ ખુમારી લાવ્યા વગર સારા માર્ગો ઉપર લઈ જાયછે. (૬) હા ૧૦ ફ. ૮ (૭) હા. ૧૦ ફ. ૯

જેટલું બુલંદ અથવા સંતોષી કરે છે. બીજા શબ્દોમાં તેને ક્રિયા કરી અમલમાં લાવનારને તે મને મોટો અને સંતોષી કરે છે. [૧]

એ પ્રમાણે હોમનાં ગુણો એટલા બધા અને એટલા તો કીમતી છે કે તેને જો એ ક્રિયા કરનાર પોતાનું તન પણ અર્પણ કરે તો તે થોડું છે. [૨] જરથોશ્ત પોતે કહેછે કે "તું કીમતમાં કીમતી છે તેથી તુને જમીનપર રેડું નહીં પણ રૂપેરી રકાબીમાંથી સુનેરી રકાબીમાં રેડું. [૩]

**૩૧ બુરા માણસોને હોમ પીધાથી કદી ફાયદો થતો નથી**—પણ ખુબ યાદ રાખવું કે એ સઘલા એજમતી ગુણો, એ સઘલી નેક ખાસીએતો, એ સઘલી ભલી શક્તિઓ, તે હોમ ધરાવે છે કે જે એક માણસ જે નેક વિચારવાલો હોયે બુરા વીચાર વાલો નહીં, નેક વાણીવાલો હોય, બુરી વાણીવાલો નહી, નેક કરણીવાલો હોય, બુરી કરણીવાલો નહી, ખોદાનો ફરમાંન બરદાર હોય, નાફરમાંન નહી, અશો હોય અને પાપી નહી, તેણે તૈયાર કર્યો હોય; તે હોમ કે જે એક નેક માણસે તેનાં ખરાં દીલ અને એકીનથી તે યજદાંનની સમપુર્ણ યાદમાં મશગુલ રેહીને, તેના અને તેનાજ વિચારમાં ચકચુર થઇને, તેના અને તેનાજ સ્મરણમાં ગુમ થઇને, અને તેનીજ કરાંમતો અને ભેદોમાં મસ્ત થઇને, તૈયાર કર્યો હોય. [૪]

જે શખસ એવી રીતે તૈયાર થતા હોમને અને તે તૈયાર કરતા અથોરનાંનને ઠગવાને વિચાર કરે છે તે પોતેજ નાસીપાશ થાય છે, યાને ઉપર વર્ણન કરેલા સારા ગુણો નહી ધરાવનાર શખસને હોમ પીધાથી કદી ફાયદો થતો નથી. વલી જેઓ હોમનાં દરૂનનો ખરાબ ઉપયોગ કરે છે તેને ત્યાં સારૂં બચ્ચું કદી અવતરતું નથી. [૫]

જે હોમનો સારો ઉપયોગ કરતું નથી, તેની ક્રિયા વાજબીરીતે કરતો નથી, તેને તો હોમ, જેમ બલદ અને ઘોડો પોતાની ઉપર જુલમ કરનારને અને પોતાને પુરતો ખોરાક નહીં આપનારને કદુવા દે છે તેમ, કદુવા દેછે કે "તું કે જે ગુનેહગારનો સરદાર ચોરની માફક

(૧) હા ૧૦ ફ. ૧૩ (૨) હા ૧૧ ફ. ૧૦ (૩) હા ૧૦ ફ. ૧૭ (૪) હા ૧૦ ફ. ૧૬ (૫) હા ૧૦ ફ. ૧૫.

મારા નીચવવાનાં કામને રાખી મુકેછે તે ફરજંદ વગરનો થજે અને પછવાડેથી બુરૂં બોલાયલો થજે"[૧]

જે કોઇ હોમનાં દરૂનને બીગાડે, ધીક્કારે વિગેરે, ટુકમાં જે હોમની ક્રિયા બરાબર કરે નહી અને હોમનો અને તેની ક્રિયા કરેલી ચીજોનો સારો ઉપયોગ કરે નહીં તેનાં ઘરમાં કોઇ આથોરનાંન રથેસ્તાર કે વાસત્રીઓશી છોકરૂં (એટલે એવા સારા ધંધા પકડે તેવું પ્રમાણીક છોકરૂં) જનમતું નથી પણ મુર્ખ અનઘડ છોકરૂં જનમે છે.[૨]

**૩૨ પેહલવી કેતાબોમાં મલતું હોમનું વર્ણન**—પેહલવી કેતાબોમાં હોમનું વર્ણન જેવી રીતે અવસ્તામાં આવ્યુંછે તેવી રીતનું એક સરખું આપણને મલતું નથી. સૌથી પેહેલાં તો હોમ પેગમબરનાંજ સંબંધમાં આપણે જોયું કે તેઓએ, અવસ્તાનાં લખાંણથી આગલ વધીને, હોમને યજદનો દરજ્જો આપ્યોછે. હવે પાલાનાં સંબંધમાં પણ પેહલવી લખાંણ થોડુંક જુદુ પડેછે. હોમ પેગમબર વિષેનાં અને તેના પાલા વિષેના ઇસારાઓ તો ઘણા ખરા અવસ્તાને મલતા આવેછે. પણ બુનદેહશને[૩] દાદસ્તાંનેદીની[૪] જાદસ્પરમ[૫] વિગેરે પેહલવી કેતાબોમાં એક નવી જાતનો હોમ પાલો દાખલ થયલોછે. અને તે "હોમે સફીદ" ને નામે ઓલખાયલો છે.

**૩૩ હોમે સફીદ**—હવે એ "હોમે સફીદ" (સફેદ હોમ) આપણા અવસ્તાવાલા હોમના વર્ગનો એક ચોકસ જાતનો જુદો પાલો દીસેછે. મારા વિચાર પ્રમાણે એ બેહુને ભેરી નાખવા ન જોઇએ, જોકે તેઓની થોડોક ખાસીએતો એકમલતી છે. એ પેહલવી કેતાબોવાલો "હોમે સફીદ" અવસ્તાના હોમ પાલાની એક જુદીજ જાત હોવી જોઇએ તેની ઘણી સાબેતીઓ દીસેછે.

૧ લું એકે અવસ્તા પ્રમાણે[૬] તો આપણે આગલ જોયું તેમ હોમ પાલાનું મથક પહાડોની ટોંચ ઉપર અને મુખ્ય કરીને અલબુર્જ પહાડ ઉપર છે. પણ પેહલવી[૭] વાલાઓ પ્રમાણે તો "હોમે સફીદ"

(૧) હા. ૧૧ ફ. ૧–૩ (૨) હા. ૧૧ ફ. ૫ ને ૬ (૩) બાબ ૨૭ ને ફ. ૨૪ (૪) બાબ ૩૭ ફ. ૧૦૦ (૫) બાબ ૮ ફ. ૫ (૬) જુઓ કલમ ૨૮ પાલાનું મથક (૭) બુનદેહશનો બાબ ૧૮ ફ. ૧

"વોઉરૂકશ" દરીઆમાં ઉગેછે. એ ઉપરથી ખોલ્લું દીસે છે કે એ હોમ પાલાઓ જુદા હોવા જોઇએ. જુદા હોવા જોઇએ, એટલે કે જે હોમ પાલાને યજશનેના ૯–૧૧ માં હાઓમાં વર્ણવ્યો છે તેજ પાલો કંઇ હોમે સફીદ નહીં હોય. હોમે સફીદ તો એ પાલાની એક જુદી જાત છે.

૨ ૭ મુખ્ય અને ઘણી અગતની સાબેતી બુનદેહશનેનાં ૨૭ માં બાબની સેવટે[1] મળે છે. એ બાબમાં જુદાં જુદાં ફુલો અને પાલાઓને જુદા જુદા ત્રીસે ફરેશ્તાઓ સાથે મવક્કલ કર્યાંછે. ત્યાં આસ્તાદનાં સંબંધમાં "હોમે સફીદ" નું નાંમ છે, અને વલી "અનેરાંન" નાં સંબંધમાં બીજા એક હોમનું નામ છે અને ત્યાં તેને હોમ ફરેશ્તાનો "હોમ" કહયો છે.

એ ઉપરથી વગર શકે તદન ખોલ્લું દીસે છે કે "હોમે સફીદ" તે અવસ્તાના હોમ પાલાથી જુદો હોવો જોઇએ. જો એ "હોમે સફીદ" અને હોમ પેગમબરવાલો હોમ એ બેઉ પાલાઓ એકજ હતેતો તેઓને જુદા જુદા ફરેશ્તાઓનાં સંબંધમાં નહી દેખાડયા હતે. અને વલી "અનેરાંન" સાથનાં હોમને હોમ યજદવાલો હોમ એમ ઓલખ્યો ન હતે.

વલી જે ફરેસ્તાઓ સાઠે એ "હોમે સફીદ" નો અને હાવનીમવાલા હોમપાલાનો સંબંધ દેખાડીઓછે તે ફરેસતાઓની સીફતોનો વીચાર કરતાં પણ એવો વચ્ચેનો ફેર થોડો ઘણો મલે છે. પાજંદ આશીરવાદમાં દુવા કરતાં ત્રીસે ફરેસ્તાઓની સીફતો વીષે દુવા કરવામાં આવે છે, કે ફલાનાં ફલાના ફરેસ્તાની તમોને ફલાની ફલાની સીફત હોજો. ત્યાં કહેછે કે આસ્તાદથી નેકીનો વધારો થજો અને અનેરાંનથી તનની પરવશી હોજો. હવે આપણે પછવાડે જોઇશું કે હોમે સફીદને પેહલવી વાલાઓએ અમર્ગપણાનાની ઇંધાંણી (emblem of immortality) તરીકે ગણ્યોછે, એ કારણને લીધે તેનો નેકી ઉપરનાં આસ્તાદસાઠનો સંબંધ બરાબર દીસેછે કે નેકીને માર્ગ ચાલ્યાથી એક રીતે માણસને અમર્ગપણું મલેછે. એજ પ્રમાણે તંદરૂસ્તી આપનાર

(૧) ફ. ૨૪

"હોમ" પાલાનો તનને પરવશી આપનાર "અનેરાંન" સાઠ સંબધ બરાબર દીસે છે.

એ ઉપરથી ત્યારે માલમ પડેછે કે પેહલવીમાં જ્યાં જ્યાં હોમ યજદનો હોમ અથવા અમથો હોમ એમ લખી વર્ણન કર્યું હોય તેજ આપણો અવસ્તાવાલો હોમ. બાકી જ્યાં જ્યાં હોમે સફીદ લખ્યો હોય ત્યાં ત્યાં તે જુદોજ હોમ જાણવો.

૩ જું વલી "હોમે સફીદ" નું વર્ણન જે આપણ પાછલ તપાસીશું, અને જે બુનદેહશનેનાં ૧૮ મા બાબમાં આવ્યું છે, તેનો ઇશારો વટીક અવસ્તામાંથી મલતો નથી.

૪ થું બુનદેહશનેનાં ૨૭ મા બાબ ઉપરથી માલમ પડેછે કે એ "હોમે સફીદ" ને "ગઓકેરેન" કહેછે. હવે એ ગઓકેરેન શબ્દ આપણને અવસ્તામાં વંદીદાદની ૨૦ મી પરગરદના ૪ થા ફકરામાં મલેછે. એ પરગરદમાં "થ્રીત" નાંમના એક વીદ્વાંન તબીબનું વર્ણન આવેછે તેના સંબંધમાં એ પાલાનું નામ આવેછે, અને તે દવાઇને લગતા પાલાઓનાં (medicinal plants) નાં સંબંધમાં આવે છે. ત્યાં હોમ યજદ કહેછે કે "મેં ગઓકેરેનની આસપાસ પુષ્કલ....તંદરોસ્તી આપનારાં ઓરવરો પેદા કીધાં". હવે એ વર્ણન બુનદેહશનેમાંના હોમે સફીદનાં વર્ણનને મલતું આવેછે. હવે "ગઓકેરેન" તે આપણો અવસ્તાવાલો હાવનીમવાલો હોમ નહીં હોય, કારણ કે હાવનીમવાલા હોમનાં સાધારણ વિશેષણોમાંનું કોઇ પણ વિશેષણ અહીં દીસ્તું નથી. જો આપણો હોમ અને હોમે સફીદ અથવા ગઓકેરેન એકજ હતે તો વંદીદાદમાં પણ એકજ શબ્દ "હોમ" વાપડતે. એ પાલો હોમના પાલાથી કોઇ જુદોજ હોવો જોઇએ તેટલા માટે એ જુદોજ શબ્દ "ગઓકેરેન" વાપડ્યો છે.

એ ચાર દલીલો, જેઓને તેઓની અગત્યતા પ્રમાણે આપણે અનુક્રમે ગોથવી છે, તેઓ ઉપરથી આપણને માલમ પડે છે કે પેહલવીમાંનો "હોમે સફીદ"તે આપણા અવસ્તાવાલા "હોમ પાલાથી" જુદો છે. એ તપાસ ખલાસ કરી હવે આપણે એ "હોમે સફીદ"નું પેહલવીમાંથી શું વર્ણન મલે છે તે તપાસીએ.

**૩૪ હોમે સફીદનું વર્ણન**—બુનદેહશન[1] પ્રમાણે તે વોઉરૂ-કશ દરીઆમાં "હરવેસ્પ તોખમ" નામનાં ઝાડની પડોસમાં ઉગે છે. ત્યાં તેને નુકસાન કરવા માટે હારેમને એક ઘલોરી પેદા કરી પણ એ ઘલોરી સામે એનો બચાવ કરવા હોરમજદે "કર" નામની ૧૦ માછલી પેદા કરી જે ૧૦ માછલીમાંની એકનું માંથું વારાફરતી હમેશાં પેલી ઘલોરીની તરફ રહે છે, એ ઘલોરીને અને એ માછલીઓને કંઇ પણ ખોરાક જોઇતો નથી. કીઆમત સુધી તેઓ એમજ ખોરાક વગર રેહેશે.

વળી બુનદેહશનેમાં[2] એ પાલાને દુનીઆની આખેરીની વખત કીઆમત ઉતપન્ન કરવા માટે અગત્યનો ગણ્યોછે. જેમ બુનદેહશનેમાં તેમજ બીજી પેહલવી કેતાબોમાં એ પાલાને અમર્ગપણાની નીશાની તરીકે ગણ્યો છે. જાદસ્પરમ[3]માં એને "નાતવાની દુર કરનાર, મરણ આપેલાંને પાછો જીવ આપનાર અને જીવતાંને અમર્ગ કરનાર કહ્યોછે. વલી દાદેસ્તાનેદીની[4] માં અમર્ગપણાની એક ઇધાંની તરીકે ગણી તેને "અમર્ગપણાનો અમરૂત" કહ્યોછે.

એ ઉપલાં વર્ણન ઉપરથી માલમ પડેછે કે પેહલવીવાલાઓ હોમને એ સીફત લાગુ પાડતાં અવસ્તાના હોમ પાલા વિષેના વિચાર કરતાં જરા આગલ વધેલા છે. હવે જોકે "હોમે સફીદ" વિષેનું વર્ણન આપણે આગલ જોયું તેમ હાવનીમનાં હોમથી જુદુંછે તોપણ એવું માલમ પડેછે, કે પેહલવીવાલાઓ હોમેસફીદની સીફતો આપવામાં અવસ્તાનાં હોમ પાલાની સીફતો તેને લાગુ પાડીને તેથી પણ જરા આગલ વધ્યા છે. તેઓ એ પ્રમાણે હોમે સફીદની સીફત આપવામાં કેટલા આગલ વધ્યા તે એ પાલાનાં વર્ણન ઉપરથી આપણે જોયું. ટુકમાં પેહલવીવાલાઓએ અવસ્તામાં આવેલા હોમની સઘલી સ્તુતીઓને એક શબ્દમાં એકથી કરીનાંખેલી દીસેછે અને તે શબ્દ "અમર્ગપણુ" છે. અવસ્તાની સીફતોમાં આપણે જોયું કે હોમ સઘલું સારૂં કરવાને શકિતવાંન છે એટલું વટોક કે તે બેહસ્ત પણ આપેછે. પેહલવીવાલાઓ પણ એ વિચારને આગલ વધી ટેકો

(૧) બાબ ૧૮ ફ,૧ ને ૨ (૨) બાબ ૨૭ ફ, ૪ (૩) જાદસ્પરમ બાબ ૮ ફ, ૫ (૪) બાબ ૩૭ ફ, ૧૦૦.

આપેછે અને કહેછે કે એ અમર્ગપણું આપેછે. તેઓ એ પાલાને આપણા રૂહનાં અમર્ગ પણાની એક ઇધાની [emblem of immortality] તરીકે ગણેછે, અને કહેછે કે કીઆંમતને વખતે એ પાલા મારફતે સઘલાં રૂહો પાછાં સજીવન થશે.

હવે અવસ્તામાં જો કે એ પ્રમાણે કોઈ લખાંણ ખોહ્લું માલમ પડતું નથી પણ તેના ઇશારાઓ પુરતા દીસેછે. હોમ પાલાનું સીફ્તી નામ "દુરઓષ" (મોહોતને દુર રાખનાર) પેહલવીવલાઓનાં અમર્ગપણાનો એક ખોહ્લો ઇસારો છે.

અવસ્તા પ્રમાણે એક માણસ એક દીલીથી ખોદાની યાદમાં મશગુલ રેહી, તેની ઉપરજ પોતાનું લક્ષ રાખી ક્રિયા કરી, હોમ પીએ તો તેને સઘલા સારા ગુણો પ્રાપ્ત થાય, તે સઘલા સારા ફાયદાઓ સંપાદન કરે અને બેહશ્ત વટીક મેલવે. એટલુંજ નહી પણ પેહલવીવાલાઓ પ્રમાણે તે પોતાનાં નામને અમર્ગ કરે. હવે પેહલવીવાલાઓએ એ પાલાને એક માણસનાં ભલાં નામનાં અમર્ગપણાની નીશાંની તરીકેજ ગણ્યો નથી, પણ આગલ વધીને તેને રૂહનાં અમર્ગપણા (immortality of the soul)ની ઇધાંની ગણ્યો છે. અવસ્તામ જાહેર કરેલી હોમની સીફ્તો વિષે વિચાર કર્યા પછી, જો એક ભલાં અને નેક માણસ જેણે હોમની ક્રિયા કરી હોમ પીધો હોય અને તેની બરકતથી સારાં કાંમો કર્યાં હોય,તો તેનું નામ અને તેની કીર્તિ, અમર્ગ કેમ રહી જાય, તે જલદી સમજ પડેછે. પણ પેહલવીવાલાઓએ તો આગલ વધી એને ખુદ રૂહનાં અમર્ગપણાની ઇધાંની તરીકે ગણ્યોછે. આપણુ તન ખાકીછે પણ આપણું રૂહ અમર્ગ છે તે વિચાર દરશાવા માટે તેઓએ એ પાલાને એક ઇધાંની તરીકે ગણ્યો છે.

## ૩૫ હોમે સફીદનાં અલંકારીક વર્ણનની ફીલસુફી

હવે એ પાલાને એ પ્રમાણે અમર્ગપણાની એક નીશાંની ગણી તેની આસપાસ "કર" માહીની ચોકી રાખી વિગેરે, એ વર્ણન અલંકારીક દીસેછે અને તેની ઉંડી મતલબ શું છે તે ચોકસ કેહેવાતું નથી. હારેમને એ પાલાને નુકસાંન કરવા "ઘલોરી" પેદા કરી ત્યારે હોરમ-

જદે તેની સાંમે પાલાનો બચાવ કરવા માછલીજ કાંએ પેદા કરી એ ખોલ્લું સમજ પડતું નથી. અને તે વલી દસ કાંય! એ લખાંણનાં સંબંધની બાબદ એની ઉપર રોશની નાખવાને કંઇ પુરતી નથી. એના બચાવ માટે માછલી પેદા કરી તેનું કારણ એ હોય કે એ પાલો દર્યામાં ઉગતો હોવાથી માછલીજ તેનું રક્ષાણ સારી રીતે કરી શકે. માછલી તો પોતાના મથક (element) માંજ હોવાથી, કોઇ જમીનપર રેહેનારાં જાનવર કરતાં તેની વધારે સારી રીતે તપાસ રાખી શકે.

હવે આપણને કર માહી નામની માછલી વિષે બેહરાંમ યશ્તનાં ૧૧ માં કરદામાંથી અને દીન યશ્તનાં ૨ જા કરદામાંથી થોડુક જ્ઞાન મલેછે કે આએ માછલીમાં એવી શકિત હતી કે તે હજાર મથાલાપુર પાણી-આસરે એક મેલ ઉડાં પાણી—ને તલીએ પડેલો બાલ જોઇ શકતી હતી. એ કર માહીનાં વર્ણન ઉપરથી પેહલવીમાં કહેલી ઉપલી અલંકારીક બાબદનો જરાક ખીઆલ આવેછે. કે આએ દુનીઆનાં સાગરમાંથી પોતાની જીંદગીનું વહાણ સલાંમત રીતે હાંકી જવા માટે ઘણીક બારીક તપાસ રાખવી જોઇએ. જો કોઇ માણસ ચાહતો હોય કે તે અમર્ગપણું જેનો હોમે સફીદનો પાલો એક ઈધાંનીછે, તેની ટોચે પોહોંચે-એટલે કે જો તે આએ દુનીઆમાં ખોદાઇ રાહે ચાલી પેલી જેહાંનમાં અમર્ગી પામી હમેશનું સુખ મેલવવા ચાહતો હોય—તો તેણે પેલી "કર" માહી જે ઘણીક બારીક બીનીથી હોમને બચાવેછે—તેની માફક પોતાની ચાલ ચલણપર ઘણીક બારીક નજર રાખવી જોઈએ કે રખેને કોઇ હારેમની ઇઆ બુરો વિચાર, જેમ પેલા હારેમનની પેદા કરેલી ઘલોરી દર પલે હોમે સફીદપર તાંપેછે તેમ, તેની ઉપર હુમલો કરે. વલી કહેછે કે તે પાલા ઉપર ૯૯૯૯૯ ફ્રોહરો ચોકી કરેછે એની મતલબ પણ એમજ દીસેછે કે જેમ પેલા અમર્ગીની ઇધાંની આપનાર પાલાને જાલવી રાખવા માટે અગણીત ફ્રોહરો તપાસ રાખેછે તેમ એક માણસે પોતાનો સારો માર્ગ જાલવી રાખવા માટે અગણીત ઉપાયો કાંમે લગાડવા જોઇએ. જો તે ૧૦૦૦ કાંમ બલકે ૧૦૦૦૦ કામ સારાં કરે પણ એક કાંમ પણ બુરૂં કરે તો સંપુર્ણતાની હદે તે જઇ શકે નહી, યાને યજદાંનની હજુર સૌથી નજદીક-

ની જગા એટલે કે તદન કાએમ હમેશનાં સુખની હાલત પામે નહીં.

આપણામાં એક મરણ પામતાં માણસને તેનાં મરણની આગમચ હોમનું પાણી પાવાનો રેવાજછે. આગલ તે ઘણો જાયજ હતો પણ હાલમાં તે થોડોજ જોવામાં આવેછે. એ પાણી પાવાની મતલબ પેહલવીવાલાઓએ, એ પાલાને અમર્ગપણાની ઇધાંનીનાં આપેલાં રૂપ સાથે હું જોડું છું. મરણ પામતી વખતે એ પાવાની મતલબ એ દીસેછે કે તેથી મરણ પામતા શખસને તેમજ તેની આજુબાજુનાં જીવતાં શખસોને એક જાતનો દીલાસો મલેછે કે જો કે તે બીમાર શખસ મરણ પામશે તોપણ તેનુ રૂહતો અમર રેહેવાનું છે. મરણની અનીપર આવેલા ધણીને એક જાતનો સધીઆરો મલેછે કે " કંઇ ફીકર નહીં તેનું આએ હાદમંદ તન નાશ પામશે પણ તેનું રૂહતો અમર રેહેનાર છે અને તે વધારે હમેશગીની સુખી દુનીઆમાં જનારછે, જયાં નથી આએ દુનીઆની લાલચ કે લોભ તે એક એવી સુખી દુનીઆમાં જનાર છેકે આએ જગતનું સંકત ને દુઃખ પણ છે નેકી ને નેકી ને નેકીનુંજ સુખ.

વળી એવોજ સધીઆરો તેની આસપાસ એકઠાં મલેલાં વાહલાંઓ અને દોસ્ત આશનાવોને મલેછે કે "જો કે આએ શખસ આપણને અને આએ ફાની દુનીઆંને છોડી જાય છે તોપણ તે પોતાનાં કીરતારની નજદીકમાં જાએ છે જયાં તેનું રૂહ અમર છે." મરણ પામતા શખસ ને પાવામાં આવતું એ અમર્ગપણાની ઇધાંનીવાલું હોમનું પાણી જીવતાં માણસને રૂહની અમર્ગીનાં અને તે ઉપરથી નીતિની જીંદગી, ગુજારવાના ઘણા વિચારો ઉપજાવી શકે. તેણે વિચારવું જોઇએ કે " કરણી તેવી પાર ઉતરણી " ની કેહેવત આએ દુનીઆમાં જો કે કેટલેક દરજજે ખરી પડેછે તોપણ તેની ખરેખર ખરી પડવાની જગા તો આવતી દુનીઆછે, જયાં તેની કરણીઓનો ખરો તોલ થશે. ત્યાં તેની મનશની ગવશની અને કુનશનીનો ખરો તોલ થશે અને તેનાં હુમત હુખ્ત અને હ્વર્શ્ત (તેના સારા વિચાર, વચન અને કામ) નું પલ્લું નમેછે કે તેનાં દુશ્મત દુઝુખ્ત અને દુઝવર્શ્ત (તેના બુરા વિચાર, વચન અને કામ) નું પલ્લું નમેછે તે ત્યાં તપાસવામાં આવશે. તેણે વિચારવું જોઇએ કે કદાચ ઘડી-

ભર આએ પળવારની દુનીઆમાં તે પોતાના બુરા વિચાર વચનો અને કર્તુકો છતાં ફાવી ગયો, પણ ત્યાં તો તે તેને ખરે ફરજે પોંહોચવા વીના રેહેનાર નથી. એ ઉપરથી તેણે ધડો લેવો જોઇએ કે જયારે રૂહતો અમર્ગ છે અને જયારે તેનું રૂહ પોતાનો ખરો તાલ તો પેલી જેહાંનમાં કરાવનારછે ત્યારે તો લાજેમ છે કે નીતિ પવીત્રાઇ અને પરેહેજગારીની જ જીંદગી ગુજારે.

**૩૬ સોમનું વર્ણન વેદ પ્રમાણે**—હોમનાં અવસ્તાનાં વર્ણનનો પેહલવીનાં વર્ણન સાથનો મુકાબલો તમામ કરી હવે આપણ હોમનાં વર્ણનની વેદમાં આવેલા સોમનાં વર્ણન સાથે થોડીક સરખાંમની કર્યે. એ પાલાને સોધી કાઢનાર હોમને વેદવાલાઓએ છેક આકાશમાં શું કારણસર મેલ્યોછે અને તેને એક દેવતાનું રૂપ શું કારણસર આપ્યુંછે તે આપણે આગલ તપાસ્યુંછે. સોમના પાલાનાં વર્ણનમાં પણ આપણ એજ રૂધી જોઇશું.

**(ક) સોમનું મકાન**—વેદવાલાઓ પ્રમાણે એ પાલાનું મકાન આસમાંન પરછે. અવસ્તાવાલાઓએ એ પાલાને બુલંદ પહાડપર ઉગતો જણાવ્યોછે, તને વેદવાલાઓએ પોતાની રૂધી પ્રમાણે, એ પાલા તરફ પોતાની વધારે સ્તુતીપાત્ર લાગણી જણાવાને માટે,છેક આકાશમાં મેલ્યો છે.

વળી બીજે ઠેકાંણે તેને અવસ્તાની માફક એક પહાડપરથી જમીનપર લાવેલો જણાવવામાં આવ્યો છે. તેને આકાશ ઉપરથી અથવાતો પહાડ ઉપરથી જમીનપર લાવનાર શકરો નામનું એક પક્ષીછે. યજશનેનાં ૧૦માં હાના ૧૧માં ફકરા પ્રમાણે પણ એનો એક પહાડ ઉપરથી બીજા પહાડ ઉપર પક્ષીઓ મારફતે ફેલાવો થાયછે, એ ફેલાવો પક્ષીઓના છેર મારફતે કેમ થાય તે તો ખોલ્લું છે. પહાડો ઉપર તેને પેહેલવેહેલાં "વરૂન" દેવતાએ રોપ્યો હતો, "વરૂન" એ વેદમાં પાણીનો દેવતા છે તે ઉપરથી એની મતલબ શું તે સમજ પડેછે.

બીજે ઠેકાંણે કહેછે કે એને પહાડ, જયાં એને "પરજાન્ય" એટલે વરસાદનો દેવતા ઉધારતો હતો, ત્યાંથી સુર્યની છોકરી નીચે જમાનપર

લાવી. જમીનપર તેને "ગનધર્વ" નામનાં દેવતાઓએ પોતાના સવાધી-નમાં લેઈ તેમાં રસ ઉતપન્ન કર્યો.

વળી એક ઠેકાંણે જ્યાં એમ કહેછે કે એ આકાશમાં ઉગેછે, ત્યાં કહેછે કે આકાશમાં દેવતાઓએ એને પોતીકે મેલવવાને ચાહ્યો, તેથી "ગાયત્રી" તેને લેવા દોડી. તે એને લેઇને દેવતાઓ આગલ જતી હતી તેવામાં "વીતીવસ" નામનાં ગનધર્વે આવીને એ પાલાને તેણીનાં હાથમાંથી છીનવી લીધો. દેવતાઓને એ વાત ખબર પડયાથી તેઓએ વાક દેવી (વાચાની દેવી) ને તે ગનધર્વ આગલ મોકલી. તેણી જઇને તે પાલો લેઇ આવી.-એ સઘલું સોમ પાલાનાં ઉગવાનું અને તેની અસરનું અલંકારીક વર્ણ દીસે છે.

**(ખ) એ પાલાનાં ગુણો વેદ પ્રમાણે**—એના રસ વિષે, અવસ્તાની માફક અને અવસ્તા કરતાં વિચારમાં આગલ વધેલા પેહલવીવાલાઓની માફક, કહેછે કે તે બીમાર આદમીઓને વાસ્તે એક દવાઇ તરીકે હતો અને વલી અમર્ગી આપનાર હતો, સઘલા દેવતાઓ તે પીએછે.

એ સોમનો રસ બીમારોને સાજા કરેછે, આંધલાઓને દેખતા કરેછે અને લંગડાઓને ચાલતા કરેછે, તે માણસોનાં શરીર ઉપર નેગેહેબાની રાખેછે અને તેના દરેક સાંધા ઉપર અસર કરેછે, એ સઘલા અવસ્તાના હોમની માફક સોમનાં રસાયણી અથવા દવાસંબંધી ગુણોછે.

## ૩૭ હોમના પાલાનાં અજમતી ગુણોનું કારણ—

હવે અવસ્તામાં વર્ણન કરેલા હોમના ગુણો સાધારણ નજરે આપણને ઘણા સહરાવેલા દીસેછે. પણ વિચાર કરતાં, અને તેમાં સમાવેલા ભેદ ઉપર પુખ્ત રીતે ધીઆંન પોંહોચાડતાં તે એટલા સહરાવેલા દીસ્તા નથી. મી૦ મુઇર પોતાની "ઓરીએન્ટલ સ્ટડીઝ" નામની ચોપડીમાં સોમની બાબદમાં પ્રોફેસર ઉવીદની નામના વીદ્વાંનનો એક ફકરો સોમના ઉપર વર્ણન કરેલા ગુણોના કારણની બાબદમાં ઉતારી લેછે કે "સોમ (હોમ) ની પુજા (આરાધનાં) એક વખત લોકોમાં ઘણી લોકપ્રીય થઇ ગેઇ હોવી જોઇએ, અને તેનું કારણ એ

દીસેછે કે અસલનાં વખતના સાદા વિચાર વાલી એરીઅન પ્રજા, જેનો સઘલો ધર્મ અદભુત શકિતઓ અને કુદરતનાં ઓહોલા દેખાવોની આરાધનાં કરવામાં સમાયલો હતો, તે પ્રજાએ જયારે જોયું કે એ પાલાનાં રસમાં આત્મા શકિતને હુશીયાર કરવાની અને મગજમાં થોડો વખત ખુમારી ઉતપન્ન કરવાની શકિત છે, કે જે ખુમારીની ઝુમમાં એક માણસ પોતાના રાબેતા અને સરેસતા કરતાં વધારે અજાયબ જેવાં કામ કરવાને શકિતવાંન થાય છે, ત્યારે તેઓએ ધાર્યું કે એ પાલામાંતો કાંઇ ઇશ્વરી શકિત હોવી જોઇએ. ત્યાર પછી તેઓ તેની એ શકિત ઉપરથી તેને ખુદ એક એવો દેવતા માનવા લાગા કે જે દેવતા તેની અસરમાં આવનાર માણસોમાં પણ દેવતારૂપી શકિત ઉતપન્ન કરવાને સામર્થવાંન હતો. એ શકિતને લીધે પછી તેઓ ખુદ એ પાલાને સઘલા પાલાઓપર શ્રેષ્ટ ગણવા લાગ્યા, તેનો રસ કાઢવાની ક્રિયાને પવીત્ર ક્રિયા ગણવા લાગા, અને તેને તૈયાર કરવાના ઓજારો (આલાતો) ને પણ પવીત્ર ગણવા લાગા." ઉપલાં મત પ્રમાણે ઘણાંક વીદ્વાનો સોમ વિષે મત આપેછે.

હવે એ કારણ કેટલીક હદસુધી માનવામાં આવે તેવુંછે, જયારે આપણે જોઇએ છીએ કે, વેદવાલાઓ અવસ્તામાં આવેલા હોમનાં વર્ણનની ઉપર વધારો કરતાં કરતાં એટલા બધા હદબાહેર નીકલી ગયા કે સોમને કુલ જગતનાં કુલ ખાકી અને મીનોઇ પેદાયશના પીતા તરીકે ગણવા લાગા, ત્યારે એ કારણની સચ્ચાઇ આપણને માનવા જોગ દીસેછે. આપણી માણસ જાતની હાલની હાલતમાં પણ આપણે જોઈએ છીએ કે કેટલીકવાર એક ચીજના ગુણો ગાતાં અને તેની સ્તુતી કરતાં અતેરૂં કરી દેવામાં આવેછે. ઘણાંક રસાયણી દવાઈ બનાવનારાઓનો દાખલો લેઓ. તેઓ પોતાની કોઇ દવાઈની ચોકસ દરદ ઉપરની અસરની તારીફ કરતાં કરતાં જાણે તે દવાઇમાં સઘલાંજ દરદો દફે કરવાની અને તંદરોસ્તી વધારવાની શકિત હોય એમ તારીફ કરવા પડેછે; એટલુંજ નહી પણ કહેછે કે તેથી જીંદગી પણ લાંબી થશે. વલી આગલ વધી કહેછે કે તેથી મગજ મજબુત થશે

અને મગજ મજબુત થયાથી સારાં કામો કરવાને બની આવશે. વધારે સાધારણ દાખલો શરાબ પીનારાઓનો લેઓ. શરાબની કેફની થોડા વખતની ખુમારીમાં આવેલા એક શખસને તમોએ ઘણીવાર શરાબની સીફતમાં બોલતો સાંભળ્યો હશે કે "વાહ વાહ આફ્રીનછે તારા બનાવનાર ઉપર. આહા આહા ! શું તારી મજાહ ! શું તારી ખુબી ! શું તારી કરાંમતો ! હું થાકી ગયલો હતો તેને તેં હુશીઆર કીધો, જરા માંદો પડી ગયો હતો તેને સાજો કીધો. આહા ! ખાવા પણ નહીં ગમતું હતું તે જરા ભુખલાગતી કીધી. કેવી હુશીઆરી આવી ગેઇ ! જાણે નવું જીવતર આવી ગયું." હવે આપણે એમ નહી કહીશું કે એ સઘલા તેનાં છાકતપણાંની ઝુમમાંજ બોલેલા શબ્દોછે. એ પ્રમાણે બોલનારને પોતાની ખુશકેફની હાલતમાં પોતે વર્ણન કરેલા ગુણો થયા હોય ને તેણે તે ખરા જાણીને વર્ણવ્યા હોય. હદ અંદર રેહીને શરાબ પીનારને કદાચ તેના ગુણો ખરા માલમ પડતા હોય અને તે તેનું બેઆંન કરતો હોય.

હવે કોઈ બીજો આદમી લેઓ કે જે હદ ઉપરાંત શરાબ પીને તેની અતીઅંત ખુમારી–નજદીક છાકતપણાંની ઝુમ-માં પોતાની જીભલી લાંબી ચલાવી તેની તારીફ અતીઅંત હદની બાહેર લઈ જતો હોય અને કેહતો હોય કે "આહા ! શરાબ ! શરાબ !! તારી શું ખુબી છે ! આહા તુંને પીધાથી મને જોર આવ્યું છે કે હવડાં એક પહાડને જઇને મુકી મારૂં તો તેના બે કટકા કરી નાખું ! હવડાં મારી સાંમે હજાર માણસ આવે તો એક ઘડીમાં તેઓનો ચુરેચુરો કરી નાંખુ વિગેરે."

હવે બીજો પોતાની તારીફ હદ બાહેર લેઇ જાઇને "શરાબ"ને એવી શકિત લાગુ પાડે કે તે પીધાથી "પાહાડોને ભાંજવાનું અને હજાર માણસને મારવાનું જોર" આવેછે તો તેથી આપણે પેલા પેહેલા શખસે તેની ખરી તારીફ, જે પોતાનાં અનુભવ પ્રમાણે જોકે જરા સહુરાગત ભરેલી રીતે, તોપણ વાજબી રીત, કરીછે તેને, ખોટી ગણી હસી કાઢવી ન જોઇએ.

એજ પ્રમાણેનો વિચાર, હોમનાં એજમતી ગુણોનાં કારણની

બાબદ વિષે વિચાર કરતાં આપણે કરવો જોઈએ. અલબતે સોમનું વર્ણન પાછલથી હદ બાહેર ગયલું છે, પણ તે ઉપરથી હોમનું વર્ણન જે જરા લંબાણથી વિચાર કરતાં ધ્યાંનમાં ઉતરે તેવુંછે તેને, તેની કોઇક સહુરાગત ભરેલી દીસતી એબારતને લીધે, કલ્પીત ધારવું ન જોઇએ.

પણ વળી કેટલીકવાર કવીઓ અને ગાયન લખનારાઓ અથવા છતાબંદ પદ લખનારાઓ વઠીક એબારતબાજીની ઝુમમાં અલંકારીક લખાંણ લખતાં ઘણાં સહુરાગત ભર્યાં વખાણો કર્યા જાય છે. પણ તે ઉપરથી તેવાં લખાંણની બાબદની થોડી ઘણી ખરી સીફતો તરફ પણ આપણી નજર આપણે બંધ કરવી ન જોઇએ.

એ બાબદ વિષે આપણે લંબાણથી વિચાર કરવાનો સબબ એજ કે ઉપર કહેલા વીદ્વાનનું ઉપર આપેલું કારણ "સોમ" નાં લખાંણ અને સ્તુતીનાં ગીતોને લાગુ પડે તેટલું "હોમ" ના વખાંણ અને સ્તુતીને નહી. હવે "હોમ" નાં વખાંણ અને સ્તુતીની ખરી ફીલસુફીનો આપણે વિચાર કર્યે અને જોઇએ કે એ સ્તુતી તેને કેટલે દરજજે લાયક હતી. તે આગમચ આપણે એક બાબદનો વિચાર કરીએ કે જેનો પરથી આપણને વધારે ઓછલું માલમ પડશે કે ઉપલા વીદ્વાંનનું કારણ "સોમ" ને લાગુ પડેછે તેટલું હોમને નથી લાગુ પડતું.

**૩૮ હોમની સ્તુતી સોમની સ્તુતી ઉપર એક સુધારો**—હવે ઉપલો વીદ્વાન જે વિચાર જાહેર કરેછે કે અસલી એરીઅનો એક ચીજના થોડાક ફાયદા જોઇને અંજાઇ જાઇને તેની સીફતમાં ઘણા ખોટી રીતે આગલ વધી જાયછે, તે વિચાર ખુદ હાવનીમ અને તેની સાથના હાઓનાં લખનારને પોતાને સુજયો હોય તેવું દીસેછે.

એવું દીસેછે કે પેહેલ વેહેલાં હોમે એ પાલો તનને તંદરૂસ્તી આપનાર અને મનને રાહત આપનાર તરીકે શોધી કાઢયો હોય, અને જાહેર કર્યું હોય કે, તેની ખુશ કેફથી જેમ મનને તેમજ તનને સુખ મલેછે. પછી તેની અસર મન ઉપર વધારે મજબુત કરવાને તેની ક્રિયાઓ, યજદાંનની યાદ સાથ કરવાને ફરમાવ્યું હોય કે તેમ ક્રિયા કરી પીધાથી તેના ફાયદામાં ઉમેરો થાય. વલી તે વખતનાં લોકો એ પા-

લાનો મધ્યમસર ઉપયોગ કરીને તેનો ફાયદો મેલવતાં હોય; હવે એમ કરતાં ઘણી સદીઓ વહી ગઇ હોય, અને તેટલા અરસામાં જેમ ઘણાંક સારાં કામોમાં બનેછે તેમ, એ પાલાના ઉપયોગમાં ઘણોક સરો પેસવા માંડયો હોય. લોકોએ તેની થોડીક ખુશ કેફનો ફાયદો ભોગવવાને બદલે તેનો હદથી જીઆદા ઉપયોગ કરવા માંડયો હોય; એટલુંજ નહી પણ "હોમ" પાલા વિષેના તેઓના વિચારમાં પણ ફેર પડવા માંડયો હોય. જે એક સાધારણ અતી ગુણકારક અને ફાયદેમંદ પાલો હતો અને જેનો શોધી કાઢનાર એક માણસ હતો, તેઓ વિષેના માણસોના વિચારો, હદથી બાહેર જવા લાગા હોય. તેઓ તેને દેવતાનું રૂપ આપવા લાગા હોય અને તેને કુલ પેદાયશનો પેદા કરનાર ગણવા લાગા હોય; એતો અતેરૂં થયું, એતો ખુદ ખોદાની પોતાની શકિત વીસરી જવા બરાબર થયું. એક તો લોકો તે પાલાનો મધ્યમસરનો ઉપયોગ મેલી દેઇ હદ બાહેર ઉપયોગ કરવા લાગા અને બીજું તો તેના વિષેનાં વિચારમાં ખોટી હદ સુધી બાહેર ગયા.

હવે ત્યારે એવા ખોટા ઉપયોગના અને ખોટા વિચારના વખતમાં હાવનીમ અને તેની સાથના હેમનાં હાઓના લખનારે પોતાનું લખાંણ અથવા વિચાર જાહેર પાડવાની જરૂર જોઇ, તેણે જયારે જોયું કે આએ તો બેઉ રીતે અતેરૂં થાયછે ત્યારે તેણે પોતાનું પગલું વચમાં મેલવાની અગત જોઇ અને લોકો સનમુખ હોમ વિષેનો ખરો ખોલાસો, ખરી બાબદ અને ખરૂં વર્ણન જાહેર પાડવાનું દરૂસ્ત જોયું. એ ખોલાસો અને એ વર્ણન તે આપણું હાવનીમથી શરૂ થતું વર્ણન છે કે જે વર્ણન પેલો લખનાર પોતાના વિચારોને વધારે ટેકો આપવાને, આપણે આગલ જોયું તેમ "જરથોશ્ત અને હોમની એક વાતચીતથી" શરૂ કરે છે.

હવે એ હાવનીમના અને તેની સાથના હાઓના વખતે તો, વેદવાલાઓનું ઇરાંનીઓથી, વિચાર અને આચારમાં છુટું પડવા (Schism) નું કામ શરૂ થઇ ચુકું હતું.

એ હકીકત ઉપરથી ત્યારે આપણને માલમ પડે છે કે યજશનમાં વર્ણન કરેલું હોમનું દાસ્તાંન તો સોમનાં હદથી બાહેર ગયલાં વર્ણન

ઉપર એક સુધારો છે. જયારે વેદવાલાઓ એટલે વેદમાં જાહેર કરેલા સોમ વિષેના વિચાર માનનારાઓ એ વિષેના વિચારમાં હદથી બાહેર જવા લાગ્યા, જયારે તેઓ હોમનો ખરાબ ઉપયોગ કરવા લાગ્યા, તેની ક્રિયાઓમાં તેની ખરી ફીલસુફી ભુલી જઇ ગુતાલો કરવા લાગ્યા, અને હોમ વિષે ખોટો વિચાર બાંધવા લાગ્યા, ત્યારે અને ત્યારેજ હાવનીમ "ના લખનારને અને તેના મલતા વિષેકોને હોમ વિષેનો ખરો ખોલાસો, ખરી બાબદ, ખરી વીગત અને ખરી હકીકત લોકો સનમુખ જાહેર કરવાની જરૂર પડી.

હવે આપણો એ વિચાર કંઇ ફકત એક અટકલ નથી. એમ ખરેખર હતું તે એ હાઓ ઉપરથીજ માલમ પડે છે. યજશનેનાં ૧૦ માં અને ૧૧ મા હામાં એ ઇસારાઓ પુષકલ મલેછે. એ હાઓમાં હોમનો ખરાબ ઉપયોગ કરનારને અને તેની ક્રિયા બરાબર નહી કરનારને, સામા ગેરફાયદા થાય છે તે વર્ણવ્યા છે. ત્યાં[1] તાકીદ કરે છે કે નેક વિચાર, વાણી અને કામવાલા શખસોજ હોમના ફાયદા મેલવવા માટે એ ક્રિયા કરવી. જે કોઇ બુરા વિચાર, વાણી અને કરણીવાલો હોમને ઠગવાને વિચાર કરે છે તે પોતેજ નાશ પામે છે, યાને સારા સદગુણો નહી ધરાવનાર શખસ જો હોમનો ઉપયોગ (ખરૂં બોલતાં ગેરઉપયોગ) કરે છે તો તેને સામુ નુકસાન થાય છે. વળી ત્યાં[2] કહે છે કે જે હોમના દરૂનનો ખરાબ ઉપયોગ કરે છે તેને ત્યાં સારૂં બચ્ચું કદી અવતરતું નથી, પણ અનઘડ અને મુર્ખ જનમે છે. એટલુંજ નહી, પણ જે હોમનો સારો ઉપયોગ કરતો નથી અને તેની ક્રિયા બરાબર કરતો નથી તેને તો હોમ જેમ બલદ અને ઘોડો પોતાની ઉપર જુલમ કરનારને કદુવા દે છે તેમ કદુવા દે છે.[3]

એ ઉપલા ઇશારાઓથી માલમ પડેછે કે એ હા લખનારાઓએ જયારે જોયું કે હોમનો ખરાબ ઉપયોગ કરવામાં આવે છે, તેની ક્રિયા બરાબર થતી નથી, અને અસલ હોમ પીવાની, અને હોમની ક્રિયાની, જે ખરી મતલબ-જે એ કે તે પીને માણસ પોતે તન અને મને તંદરોસ્ત થાઇ સારાં અને ભલાં કામો કરવાને શકિતવાન થાય,-તે સરતી નથી,

(૧) હા. ૧૦ ફ. ૧૬ (૨) હા૦ ૧૦ ફ૦ ૧૫ (૩) હા૦ ૧૧ ફ૦ ૧-૩

અને તેને બદલે કોઇબી ભલતો શખસ હોમ પીને તેની ખુમારીમાં સામો તેનો ખરાબ ઉપયોગ કરે છે, ત્યારે તેઓને એ પ્રમાણે હોમ વિષેનો ખરો ખોલાસો, હાવનીમના હામાં આપ્યા પછી, વીશઅપાંમના છેડેના ભાગમાં અને થ્રાયોહઈથીમની[1] શરૂઆતમાં તાકીદ કરવાની ફરજ પડી હોય, કે હોમતો તેના સઘલા ફાયદા ફકત ભલાં અને નેક વિચાર વાલાં માણસનેજ કરે છે.

વળી વંદીદાદની ૧૮મી પરગરદમાં[2] એ ક્રિયા વિષે ખોલ્લું કહે છે કે તે "નેક આદમીથી થતી અને સારી રીતે તપાસેલી" હોવી જોઇએ. વંદીદાદનું ફરમાંન સખત છે, કે એ ક્રિયા એક ભલા અને નેક મર્દે કરવી જોઇએ; એટલુંજ નહી પણ એક નેક મર્દે નેક મનશનીથી ક્રિયા કરી તૈયાર કરેલો હોમ કોઇ બુરા માણસને પીવા માટે વટીક કદી આપવો નહી. એ પરગરદ પ્રમાણે જે શખસ એવો કુટેલો હોમ "કોઇ ગુનેહગાર અથવા નાપાક અશોને મારનારને આપેછે તે શખસ પોતે ગુનેહગાર થાય છે. અને તે એક માણસ કે જે ૧૦૦૦ ઘોડેસ્વારનાં લશ્કરને આડે માર્ગે લેઇ જાય અથવા માજદયસની મોહલામાં માણસોને મારે અથવા ગાય ઢોરને આડે રસ્તે લઇ જાય તેનાં જેટલો ગુનેહગાર થાય છે."

એ પ્રમાણે ત્યારે આપણ તપાસ કરી રહયા કે અવસ્તામાં આવેલું હોમનું વર્ણન, હોમ ( સોમ ) વિષેના હદથી બાહેર ગયલા વિચારો ઉપર એક સુધારા સરખું છે.

**૩૯ હોમના અેજમતી ગુણોની વધારે તપાસ—** હવે આપણે ખુદ હોમના અવસ્તામાં વર્ણવેલા ગુણોની વધારે તપાસ કર્યે. એ ગુણોના આપણે ત્રણ ભાગ કરી શકયે. ૧) સ્વભાવીક ગુણો (Physical Properties) ૨) રસાયની ગુણો (chemical properties) અને ક્રિયાની અસરથી ઉતપન્ન થતા ગુણો.

**૪૦ સ્વભાવીક ગુણો—**એના સ્વભાવીક ગુણો, જે વર્ગમાં હોમનો રંગ તેનો સ્વાદ વિગેરે ખાસીયતો આવે છે તે ગુણો હોમના

(૧) ય૦ હા૦ ૯–૧૦–૧૧ (૨) ફ૦ ૧૨.

પાલાની અજમતી અસરો ઉતપન્ન કરવામાં મોટો ભાગ લેતા નથી; માટે એ વિષે વધારે બોલવાનું આપણે મેલી દઇશું.

**૪૧ રસાયની ગુણો**—એની અજમતી ખાસીયતો ઉતપન્ન કરવામાં મોટો ભાગ તો તેનાં રસાયની અથવા દવા સંબંધી ગુણો અને તેના ક્રિયા સંબંધી ગુણો લેછે. તેમાં એ બેમાં પણ પાછલાની અસર મુખ્ય છે. પેહેલાં આપણે એ રસાયની વર્ગની ખાસીયતો માટે બોલીશું.

હોમના રસાયની અથવા દવા સંબંધી ગુણો પેહેલ વેહેલાં એ પાલાને એના શોધી કાઢનારની જાણમાં લાવ્યા હશે. એવું દીસેછે કે હોમ પેગમબર—જેણે પોતાની જીંદગીનો મોટો ભાગ આપણે આગલ જોયું તેમ પહાડનાં એકાંત વાસમાં ગુજાર્યો હતો—તેણે પોતાનાં એકાંત વાસમાં એ પાલાની શોધ કરી હોય. એ બની શકે એવુંછે. આપણે વાંચીએ છીએ અને જાણીએ છીએ કે કેટલાક માણસો આએ દુનીઆઇ સંસાર તજી અને આએ ફાની દુનીઆની લોભ લાલચ છોડી સર્વનાં પેદા કરનાર એક યજદાંનની યાદમાં અને સ્તુતીમાંજ મશગુલ થવા માટે જયારે એક પહાડમાં એકાંત વાસ પકડે છે—બીજા શબ્દોમાં જયારે તે રેઆજતમાં મશગુલ થવા અથવા તપ કરવા માટે વનવાસ-થાયછે—ત્યારે તે જંગલોમાં અને પહાડો ઉપર ઉગતાં ફુલો અને પાલા ઉપર પોતાનો નીભાવ કરેછે. તેની આજુબાજુ ઉગતાં કુદરતી ઝાડપાનનાજ ખોરાક ઉપર તે પોતાનો ઉધરભાવ કરેછે. હવે હોમે પણ કદાચ એમ કર્યું હોય. તેણે પણ પોતાના અલબુર્જ પહાડનાં યા તેની કોઇક ટેકડીનાં એકાંત વાસમાં પોતાનો નીભાવ એવાં ફૂલો અને પાલા ઉપર કર્યો હોય. એમ કરતાં તેના ખાધામાં ત્યાં ઉગતો હોમનો પાલો આવ્યો હોય. એવી રીતે ખાતાં તેને આ પાલામાં અજાયબ તંદરોસ્તી આપનારા રસાયની ગુણો માલમ પડયા હોય તેથી તેને તનમાં કોવત આવ્યું હોય. એવી રીતે એ ગુણો માલમ પડયાથી તણે એ પાલાનો ઉપયોગ પોતે એખલો કરવાને બદલે બીજા આદમીઓમાં જાહેર કર્યો.

હવે આપણ કેહો શકયે કે યજશનેમાં વર્ણવેલા હોમના સઘલા ગુણો એ રસાયની ગુણોનું પરીણામ હોય. એ તદન નહી માનવા જોગ

હોય એમ દીસતું નથી. એ બની શકે એવું છે. કદાચ તેનાં રસાયની, તનને દરૂસ્તી આપનાર, ગુણોજ તેના સઘલા એજમતો ગુણોનું કારણ હોય. એ પાલાને છુંડીને તેનો રસ પીધાથી માણસનાં તનમાં પુરતું જોર અને તંદરોસ્તી આવતી હોય. તેની સાથે તેનાં મનને એ પાલાના રસની અસરથી શાંતી થતી હોય. હવે એકતો જ્યારે તનદરૂસ્ત હોય ત્યારે તેની અસરથી મન પણ થોડુ ઘણું દરૂસ્ત રહેછે. તનદરૂસ્ત હોવા વગર મગજ દરૂસ્ત રેહતું નથી. પેલી લેટીન કેહેવત, sana mens in sane corpore એટલે "દરૂસ્ત તનમાં દરૂસ્ત મન," મુજબ તન દરૂસ્ત હોયછે તો મગજ પણ મજબુત રહેછે.

હવે એકતો આપણે ઉપર કહયું તેમ હોમ પીનારનું તનદરોસ્ત શરીર તેનાં મનને મજબુત કરે અને બીજું તો જેમ હાલની ઘણીક દવાઓમાં એ ગુણ હોયછે તેમ ખુદ હોમમાં વલી મગજને શાંતી આપવાનો ગુણ હોય, એવી રીતે શાંત મજબુત અને દરૂસ્ત થાયલું મગજ હમેશાં સારો, નેકીનો અને ભલાઇનોજ માર્ગ અખત્યાર કરેછે અને બદી અને ભુંદાઇનો માર્ગ તજે છે. એ માર્ગ અખત્યાર કર્યાથી ત્યારે તે માણસ જેમ પોતાનાં તનના દુશમનો ઉપર તેમજ પોતાનાં મનના દુશમનો ઉપર ફતેહ મેલવવાને શકિતવાન થાયછે. જેમ તેનામાં પોતાના ખરેખરા વેરીઓ અને દુશમનોની સાંમે થવાની હીમત અને શકિત આવેછે. તેમજ પોતાના બુરા વિચારો દાબી નાખવાની, તેઓ ઉપર પોતાનો કાબુ ચલાવાની હીમત અને શકિત આવેછે. એ પ્રમાણે ત્યારે જે કોઇ શખસ પોતાનાં તન અને મનને તેઓનાં દુશમનથી બચાવેછે, બીજા શબ્દોમાં તનને દરૂસ્ત અને સલામત અને મનને બુરા વિચારોથી ખાલી અને પરહેજ, અને તેટલા માટે ફીકર ચીંતા વિગરનું રાખેછે, તે કુદરતી રીતે પોતાની જીંદગી લાંબી કરેછે અને વધારે નેકી અને ભલાઇનાં કામો કરવાને શકિતવાન થાય છે. અને સેવટે એ ભલાઈ અને નેકીનાં કામોનું પરીણામ એ આવેછે કે તે એવાં કામોના બદલામાં બેહેશ્ત વટીક પામેછે.

એ પ્રમાણે ત્યારે હોમના રસાયની ગુણો યજશનેમાં વર્ણન કરેલા તેના એજમતી ફાયદાઓ ઉતપન્ન કરે એ બની શકે એવું છે.

**૪૨ ક્રિયા સંબંધી ગુણો**—હવે હોમના પાલાને યજશનેમાં જે

જે એજમતી અસર લાગુ પાડેલીછે તે સઘલી તેના દવા સંબંધી ગુણો-ને લીધેજ હોય એમ દીસતું નથી, જોકે આપણે ઉપર તપાસ્યું તેમ એ પણ બની શકે તેવું છે. અલબતાં અવલમાં જયારે રસાયની ગુણોને લીધેજ એ પાલો જાણમાં આવ્યો હોય ત્યારે તેમાં અસરકારક ગુણોતો હોવાજ જોઇએ. તોપણ યજશનેમાં એ વર્ણન લખનારે એ પાલાની એજમતી અસર ફકત એજ વર્ગના ગુણોને લાગુ પાડી હોય એવું દીસતું નથી. તેમાં વલી જે જમાનામાં એ લખાંણ લખાયું હતું તે જમાના વિષે આપણે વિચાર કર્યે છીએ અને તે વખતનાં લોકોના વિચાર અને આચાર તરફ આપણે નેગાહ કર્યે છીએ ત્યારે આપણને વધારે નક્કી દીસેછે કે, હાવનીમમાં આવેલું, હોમનું એજમતી સીફતોનું વર્ણન, ફકત તેના રસાયની ગુણોને લીધેજ નહીં હોય. એમાં ઘણાક ગુણો ક્રિયા કર્યા પછી દાખલ થતા હોય એવું જેમ એ હા ઉપરથી તેમજ હોમ વિષેના અવસ્તામાં મલતા બીજે ઠેકાણેનાં ઇશારાઓ ઉ-પરથી માલમ પડેછે. અલબત્તાં આપણે એટલું તો ખચીત યાદ રાખવું જોઇએકે એ એજમતી અસરોનો મુખ્ય આધાર પેહેલાં તો રસાયની ગુણો ઉપરજ હોવો જોઇએ. આપણે જયારે એમ તપાસ કરીએ કે, અંહીં વર્ણવેલા ગુણોનો મોટો ભાગ ક્રિયાથી દાખલ થતો દીસે છે, ત્યારે આપણે એક ઘડી પણ આએ વિચારને આપણી સામેથી દુર કરવો ન જોઇએ કે રસાયની ગુણો ઉપર તો, વર્ણવેલા એ સઘલા ગુણોનો પાયોછે. એ ગુણોનેજ લીધે તો એ પાલો પેહેલાં જાણમાં આવ્યો. વલી જો એ વર્ણન કરેલા સઘલા ગુણો ફકત ક્રિયાથીજ દાખલ થતા ધાર્યામાં આવેલા હોયતો પછી તે હોમની ઉપરજ કાંય ક્રિયા કરી ઉત્પન્ન કરવામાં આવે. ને તો પછી કોઇ બીજા પાલા ઉપર ક્રિયા કરી ઉત્પન્ન કરવામાં પણ આવે.

એ ઉપરથી ત્યારે માલમ પડેછે કે હોમની સઘલી એજમતી અસરો જેમ તેનાં રસાયની ગુણોને આભારી છે તેમ અવસ્તા પ્રમાણે તે હોમ ઉપર થતી ક્રિયાને પણ આભારી હોય એમ દીસે છે.

એવું ધારવામાં આવે છે કે હોમ "પેગમબરને જયારે એ પાલાના રસાયની ગુણો તન અને મનને રાહત આપનારા પેહેલ વેહેલ

માલમ પડયા હોય ત્યારે તેણે એ પાલો એકદમ જાહેર કરી દીધો નહી હોય. પોતે યજદાંનની યાદ અને સ્તુતીમાંજ મશગુલ હતો, અને દુની-આઇ સંસાર તજી તેનાજ ભેદ અને ભરમો પામવાને કોશેશ કરતો હતો, તેવામાં તેને હાથ એ પાલો આવ્યો હોય. તેનો રસ પીધાથી તેને તને કૌવત અને મગજે હુશીઆરી આવી હોય. મગજનાં એ શાંતપણાની હાલતમાં તે યજદાંનના ભેદ ભરમો વિષે વધારે સારી રીતે પોતાનાં ભલાં મન મારફતે વિચાર કરવા લાગો હોય. એવી તન મનની સુખી હાલતમાં, એ પાલાની શોધ તેણે યજદાંનની પોતા ઉપર કરમ બખ-શશ તરીકે ગણી હોય. એ પ્રમાણે એ પાલો તેને ખોદા તરફથી જયારે એક બખશેશ તરીકે હાથ લાગો ત્યારે તેને તેનો રસ પણ ખોદાની બંદગી અને સ્તુતી કરતાં કરતાંજ પીવાનું સુજ પડયું, એટલે કે તે રસ તેણે ખોદાની સ્તુતી સાથે ક્રિયા કરીને પીવાનો વિચાર કર્યો કે તેથી તેને બેવડો ફાયદો થાય. એકતો તે પાલો પોતેજ પોતામાં કેટલાક સારા ગુણો ધરાવે ને બીજું તો વલી એક ખોદા પાછલ એકદીલીથી તન અને મન રોકીને, તેની યાદ, સેતાયશ અને કીર્તિનાં વખાણમાં મશગુલ રેહીને, ખુદ તેની અને તેનીજ યાદમાં ચકચુર થાઇને તેની ઉપર ક્રિયા કરેલી તેના ગુણો. એ બેઉ રીતના ગુણો તેના તન ઉપર અને મન બેઉ ઉપર ફાયદાકારક અસર કરે. તન ઉપર થયલી અસર પાછી પોતાની વારી પ્રમાણે મન ઉપર અસર કરે. ઘણીક વાર સાધારણ દરદીઓના બાબમાં પણ આપણ જોઇએછે કે એક તબીબે આપેલી દવા જયારે તે પીએ છે ત્યારે તેની આજુબાજુના શખસો તેને હીંમત આપવા, તેનાં મન ઉપર અસર કરવા કહે છે કે “ભાઈ એક “યથા” ભણીને પીજાઓ, કે દાદાર જી સારૂં કરે ને તમારૂ દુઃખ દૂર થાય”. એમ યથા ભણીને પીધાથી પોતાના બ-નાવનાર ઉપરનાં તેનાં યકીનને લીધે, પોનાના ધર્મ ઉપરના તેના એ તબારને લીધે, એ બંદગીની શક્તિ ઉપરના તેના વીશ્વાસને લીધે, તેને હીમત આવે છે. એક તો તે તેનાં તનને દરૂસ્તં કરનારી પેલી દવા પીએ છે અને બીજું તેનાં મનને હીમત આપનાર કલામો તે જબાંન ઉપર આચરે છે. તે આચરવાથી તેનું મન હીમતવાન થાય છે અને તે હીમતવાંન મગજ તેનાં શરીરની હાલત ઉપર અસર કરે છે.

એ પ્રમાણે ત્યારે હોમના યજશનેમાં કહેલા ગુણો જેમ એક હાથ-પર પાલાના રસાયની ગુણોનું પરીણામ છે તેમ બીજા હાથપર તેની ક્રિયાની ખુબીથી ઉત્પન્ન થતા, તેનાં મન ઉપર અસર કરનારા ગુણો-નું પરીણામ છે; એ ગુણોને લીધે જેમ તે તને તંદરૂસ્ત, લાંબી જીંદગી ભોગવનાર અને પોતાના દુશ્મનો ઉપર ફતેહ મેલવવાને શકિતવાન થાયછે તેમજ મને મજબુત, બુરા વિચારોને દુર કરનાર પણ સારા વિચારોને સંગેહરનાર, બુરાઇને દુર કરનાર, પણ ભલાઇને શોધનાર અને બદીને દુર કરનાર પણ ભલાઇને આમેજ કરનાર થાય છે. ટુંકમાં તે બેહસ્ત પામવાને શકિતવાન થાયછે.

**૪૩ હાલના જમાના અને હોમનો જમાનાનાં માણસની હાલત વચ્ચે ફેર**—હવે કોઇબી ક્રિયાની મગજ ઉપર થતી અસરનો ખરો ખીઆલ મનમાં બાંધવા માટે, વાંચનારે ઘણીક સદીઓ આગમચના જુના જમાનામાં પોતાને ચીતારવો કે જે જમાનામાં માણસ જાતને કુદરત (Nature) સાથે ઘણા સંબંધમાં આ-વવું પડતું. આપણે આગલ જોયું કે હોમનો જમાનો તો છેક જમશે-દના બાપ વીવંગહામની પણ આગમચનો જમાનો હોવો જોઇએ, કે જે જમાનો ખુદ માણસ જાતની તવારીખનો જાણે પેહેલોજ સફો આ-પણી આગલ ઉંગાડે છે.

**એ ફેરનાં કારણો—૧ લું** એ જમાનામાં માણસ પોતાની ઘણી સાદી હાલતમાં હતો. તેને રેહેવાને માટે આપણા જેવા મકાંનો તો નહી, પણ હાલનાં ગરીબમાં ગરીબ ગામડાંની ગરીબમાં ગરીબ ઝુંપડી વટીક ન હતી. વસ્ત્રમાં વસ્ત્ર ઝાડનાં પાતરાં અથવાતો જનાવરનાં ચાંમડાં હતાં. એવી હાલતમાં કુદરતી રીતે તેઓ કુદરતના બોહોલા દેખાવોના સંબંધમાં વારેવાર આવતાં હતાં. વગર રાંધેલા કુદર-તનાં આપેલા ફલ પાનનાં ખોરાકની સોધમાં તેઓ જંગલમાં ફરતાં હતાં અને પાછલથી ભરવાડ તરીકેની જીંદગીમાં પણ જંગલે જંગલ ફરતાં હતાં. એવી બાહેરની ભટકતી જીંદગીમાં તેઓ કુદરતના બોહલા દેખાવો,-જેવાકે બુલંદ પહાડો, ઊંડી ખીનો વિગેરે,—તેમજ મોહતા કુદરતી ફેર-

ફરો,—જેવાકે તોફાનો, ગ્રહણો, ધરતીકંપો વિગેરે,—નાં સંબંધમાં તેઓ વારે ઘડીએ આવતાં હતાં. તેથી તેઓનો કુદરત સાથનો સંબંધ, બીજા બોલોમાં ખુદ ખોદા સાથનો સંબંધ આપણાં હાલનાં જમાનાનાં માણસો કરતાં, વધારે અતલગનો હતો; કારણકે બહાર ખોલ્લી જગામાં ફર્યાથી એ કુદરતી દેખાવો અને બનાવો વારે ઘડીએ જોયાથી સર્વ સબબો અને સબબોનાં સબબો ઉત્પન્ન કરનાર (Causer of all causes) તરફ તેઓનું ધ્યાંન ઘણું રોકાતું.

વળી ર) જું કારણ એ કે તેઓની અસલી સાદી હાલતમાં બીજી કંઇ ચીજ યા ધંધો તેઓનું ધ્યાન રોકનાર નહીં હોવાથી, કુદરત તરફજ તેઓ પોતાનો વિચાર રોકતાં હતાં.

હાલના પુર સુધારાના જમાનામાં, ઉપલાંજ બેઉ કારણોને લીધે. આપણ માનવી જાતનો મોટો ભાગ—અલબને એ બાબદો ઉપર અભ્યાસ કરતા થોડાક વીદ્વાનોનો ભાગ બાદ કરતાં—એ કુદરત સાથનો સંબંધ ભોગવી શકતા નથી. એકતો આપણી જીંદગી હવે કંઈ ખોલ્લાં મેદાનોમાં રેહેનારી અને ભતકતી નથી, તેથી કરીને કેટલીકવાર કુદરતમાં બનતા માહાભારત બનાવો લખો બલકે કરોડો માણસોનું ધ્યાન વટીક ખેંચ્યા વગર એમના એમ પસાર થાયછે. એ કારણને લીધે તેઓ ત બનાવોના અને તે બનાવોને ઉતપન્ન કરનાર સર્વ શકિતવાન સાહેબના સંબંધમાં ઘણાં થોડાં આવે છે. હાલમાં પણ ગામડાંના એક ગરીબ ખેડુતને જેટલી પોતાના કિરતારને યાદ કરવાની ભાંન રહે છે તેટલી એક સુધરેલા શેહેરીને નથી રેહેતી. સહવારના પોહોરમાં પોતાના ધંધાને માટે ઉઠતાંને વાર જંગલમાં આવેલાં તેનાં ઝુંપડાંની ઉપર રોશની નાખતો સુર્યનો ગોલો તેનું પેહેલું ધ્યાન ખેંચે છે અને ત તેની તરફ નેમાજ લેઈ જઇને તેના અને પોતાના બનાવનારને યાદ કરે છે. શેહેરનાં એક શેહેરીને તો કેટલોક વાર ભાંન પણ નથી રેહેતા કે સુર્ય ઉગ્યો કે નહીં. વળી એકાદ મોટાં તોફાન વેલા પોતાનાં નાનકડાં ઝુંપડાંમાં રેહેનારા ગરીબ ખેડુતને પાછો પોતાનો ભગવાન યાદ આવે છે અને ત અરજ ગુજારે છે કે ખોદા તેનું ગરીબડું ઝુંપડું બ-

ચાવે અને તે ચીંતા કરેછે કે રખેને તેનું ઝુંપડું ઉડી જાય. વળી કોઇ મોહ્ટો ચાલું વરસાદ તેને તેના પ્રભુની યાદ દેવાડે છે કે રખેને તેથી રેલ આવી તેનું ગરીબડું ઝુંપડું ઘસડાઇ જાય. વળી એકાદ ધરતીકંપનો આંચકો, ગગડાતનો આવાજ, યા વીજલીનો મોટો ચમકારો તેની પાસે "રામ રામ" પોકરાવે છે કે રખેને તે બીચારાને એકાંતવાસ જંગલમાં કંઇ નુકસાન થાય અને તે બીચારો નાચાર થાય. પણ પેલા આપણાં શેહેરમાં વસ્તા સુધરેલા શેહેરીને તો જેમ સુરજ કયારે ઉગે છે અને કયારે નહીં તેની ભાંન રેહેતી નથી તેમ પોતાના મજબુત ઘેરમાં બેઠેલો હોવાથી, બીચારા પેલા ખેડુતને ધુજાવનારાં તોફાન, વરસાદ, ધરતીકંપ ગગડાત યા વીજલીની વટીક કેટલીકવાર ભાંન રહેતી નથી. એ પ્રમાણે એ સઘલા બનાવો જયારે ખેડુત પાસે વારેવાર "રામરામ" પોકરાવી તેને તેના બનાવનારની યાદ આપે છે ત્યારે પેલા શેહેરીના બાબમાં એવું કંઇ બનતું નથી.

વળી હાલના જમાનાનો પેલો શેહેરી પોતાનાં મજબુત બાંધેલાં મકાંનમાં રહે છે તેથીજ તે કુદરતના એ બોહોલા બનાવોના સંબંધમાં આવતો નથી અને તેથી તે બનાવોને ઉત્પન્ન કરનાર ખોદાને યાદ કરતો નથી; પણ તે પોતાના દુનીઆઇ સંસારના એક હજાર ને એક કામોમાં રોકાયલો રેહેવાથી એ બનાવો કેટલી વાર તેની સનમુખથી ધ્યાન ખેંચ્યા વગર પસાર થાયછે.

૩) જું વળી કુદરતમાં બનતા બોહલા અદભુત બનાવો તરફ હાલનાં જમાનાનું અથવા તો ખાસ રીતે કહીએ તો સુધરેલા શેહેરીનું ધ્યાંન ચોકસ રીતે ખેંચાતું નથી તેનું ત્રીજું કારણ એછેકે એ બનાવના, કાયદા પ્રમાણેનાં કારણો અને વીગતો હાલનાં જમાંનાની વીદ્યાની અદભુત શોધોને લીધે તે જાણે છે; તેથી તેને મનથી એ બનાવો ઘણા ધ્યાન ખેચનાર થઇ પડતા નથી પણ આપણા જુના જમાનાનાં માણસનાં બાબમાં એમ નહોં હતું. તેની સાદી હાલતમાં તે એવાં વીદ્યાનાં કારણોનાં કોટક જાણતો નાહી હતો તેથી એવા કુદરતના બનાવો તેની ઉપર જલદી અસર કરતા હતા.

અલબત્તે આપણે આપણો બાબદથી ઘણા વેગલા ગયા છીએ. પણ જયારે આપણે એ બાબદની અગત તરફ નેગાહ કર્યે છીએ ત્યારે આપણને તે વેગલાઇ ઘણી થોડી લાગેછે. આપણી એ તપાસની મતલબ એછેકે હોમની ક્રિયાની ફીલસુફીનો અને તેનીથી ઉત્પન્ન થતી એજમતી અસરનો ખેઆલ પુરતી રીતે મગજમાં ઉતારવા વાંચનારે ઉપર વર્ણન કરેલા ઘણાક જુના જમાનામાં પોતાને મેલવો; કારણકે ઉપર કહેલાં ત્રણ કારણોને લીધે આએ જમાનાના વિચારોની રૂધી તે વખતની રાહ રીત અને તરીકાની વૃત્તી (Spirit) નો ખીઆલ મનમાં લાવવાને માટે લાયક નથી. પછી તેણે પોતાને એક પાક અને પરહેજગાર શખસ તરીકે ચીતારવો, જેણે આએ દુનીઆનાં લોભ અને લાલચથી, મોજ અને મજાહથી, એશ અને આરામથી, રાહત અને સાઅતથી, પોતાનાં મગજને સ્વચ્છ કર્યું હોય. પછી તેણે પોતાને એક બુલંદ પહાડની એકાંત ટોંચ ઉપર ચીતારવો જયાં નથી કોઇ આદમ કે જાનવર તેની શાંતી ને ખલલ કરનાર, અને જયાં નથી આવતો કોઇ ખીઆલ અને વિચાર તેના મગજની નીર્મલતા ઉપર મેલ ચહડાવનાર, નથી આવતો જયાં સુખ કે દુઃખનો વિચાર, જયાં શાંતી ને શાંતીજ રેહે છે અપરમપાર; જયાં કુદરત કુદરત અને બોહલી કુદરત સિવાય નથી આવતો તેનાં મનમાં કોઇ બીજો ખેઆલ; જયાં તે કીરતારની ધરતી પોહોલી અને જગત બોહોલીજ તેનું ધ્યાન રોકે છે. એવા જમાનામાં અને એવી જગ્યાએ સઘલો કુદરતનો દેખાવ માણસનાં ધ્યાનને તે સઘલી કુદરતના બનાવનાર ઉપર લેઇ જાય છે. ત્યાં પોતાનાં તન મનને તે કીરતારને સપુરદ કરી તેના અને તેનાજ ખીઆલમાં રેહેવું, તેનાજ ભેદ ભરમોના વિચારમાં રેહેવું અને તેની કરાંમતનોજ ખેઆલ બાંધવો. ટુકમાં પોતાને વીસરી જઈ તે કીરતારની સેતાયશ, નીઆએશ, જબાએશ અને પરસતેશમાંજ મશગુલ રેહેવું. પછી એવી તે કીરતારની યાદની ચકચુર હાલતમાં એક પાલો જે પોતેજ પોતામાં ઘણાક તંદરોસ્તી આપનારા અને મન અને તનને શાંતી આપનારા ગુણો ધરાવતો હોય તે પાલાને છુંડી તેનો રસ કાઢી પીવો.

યજશનેમાં વર્ણાવેલા ગુણો તે એવી રીયાજતની હાલતમાં પીધેલા હોમના પાલાના ગુણો છે.

આપણે અહીં હોમની, ક્રિયા મારફતે મગજ ઉપર થતી અસરની, સાધારણ અક્કલ (Common sense view) પ્રમાણેની તપાસ લીધી છે. મેદમ "બ્લાટસકી" નામની એક વીદ્વાન બાનું પોતાના "આઈસીસ અનવેલ્દ" નામનાં પુસ્તકમાં યોગીઓના કાયદા પ્રમાણે સોમનાં સંબંધમાં એવી મગજ ઉપર ઉતપન્ન થતી અસરને મન હરન વિદ્યા (મગજ ઉપર અસર કરનારી એક વિદ્યા) (Mesmerism) ને લાગુ પાડે છે.



# બાબ ૫ મો.

## હોમ અને સોમની ક્રિયા વિગેરે પરચુતન બાબદો.



**૪૪ હોમની ક્રિયા કોણ કોણે કરી હતી**—યજશનેના ૯ મા હા પ્રમાણે એ ક્રિયા ૧) લી વીવંઘહાને કરી હતી અને તેના બદલામાં તેને ત્યાં જમશેદ પેદા પડ્યો હતો. ૨) જી આથવ્યાંને કરી હતી જેના બદલામાં તેને ત્યાં ફરેદુન પેદા પડયો હતો. ૩) સામના ખાનદાનના શ્રીતએ કરી હતી જેના બદલામાં ઉરવાક્ષ અને કેરસાસ્પનો તેને ત્યાં જન્મ થયો હતો. ૪) થી પોરોશસ્પે કરી હતી અને તેના બદલામાં તેને ત્યાં આપણાં પેગમબર જરથોશ્તનું જનમવું થયું હતું. દાદેસ્તાંને દીનીના ૪૪ મા બાબમાં[1] એ વિષેનો ઇશારો મલે છે જ્યાં કહે છે કે "એ ભલા ઉગેલા હોમની મારફતે જરથોશ્તની ઉત્પન્તી થાઇ." પાછલી કેતાબોમાં કહે છે કે એક રાત્રે જરથોશ્તની માએ દોગદોએ સ્વપનામાં એક ફરેસ્તાને જોયો જે ફરેસ્તાએ તેણીને એક શરાબનું પ્યાલું આપ્યું જે તેણીએ પીધું અને ત્યાર પછી તેણીને હમેલ રહયા અને આપણો પેગમબર પેદા પડયો. એ શરાબ અને તેની સાથનું

(૧) ફ० ૧૬

વર્ણન તે એ હોમના પાલાનો અને હાવનીમના હામાં વર્ણન કરેલી બીનાનોજ ઇશારો છે.

**૪૫ હોમની ક્રિયામાં વપડાતા આલાતોનાં અવસ્તાનાં નામો**—અવસ્તાના જુદા જુદા ભાગો ઉપરથી અને મુખ્ય કરીને વીસ્પરદના ૧૧ મા કરદા ઉપરથી હોમની ક્રિયામાં શું શું આલાતો વપડાય છે તે માલમ પડેછે.

૧) 𐬀𐬯𐬀𐬥 પથ્થર (ખોઆંન, આલાત ગાહ)

૨) 𐬵𐬁𐬎𐬎𐬀𐬥𐬀 હાવન (હાવનીમ). આપણને એ જાતની હાવનીમનાં નામ મલે છેએક પથ્થરની અને બીજી લોઢાંની (ધાતુની). હાલમાં આપણ ધાતુનીજ વાપડીએ છીએ, પણ હીંદુઓ સોમની ક્રિયામાં એ પાલાને પથ્થર પર અને પથ્થરનાજ બતાએ છુંડે છે. હાવનીમ એ હોમને છુંડવાનું આલાતછે એમ વીસ્પરદ[1] ઉપરથી માલમ પડે છે જયાં કહેછે કે "હાવનીમ જેમાં હોમ તૈયાર કરવામાં આવેછે." એ હોમ કુટવા માટે વપડાતા "લાલા"ને માટે આપણને કોઇ શબ્દ મલતો નથી.

૩) 𐬠𐬀𐬭𐬆𐬯𐬨𐬀𐬥 બરસમ.

૪) 𐬙𐬀𐬱𐬙𐬀 તશ્ત (રકાબી).

એ રકાબીઓ ઘણી હોવી જોઇએ તે વંદીદાદની ૫મી પરગરદ[2] પરથી માલમ પડે છે કારણ કે ત્યાં એ શબ્દ બહુવચનમાં વાપડયો છે. એ રકાબીઓમાંનો એકનું નામ[3] ચોકસ મલેછે કે "હોમની રકાબી ([illegible] 𐬙𐬀𐬱𐬙𐬀). એ રકાબી સિવાય વલી એક હોમ ગાલવાની રકાબી આવે છે જેને ફારસી કેતાબોમાં સુરાખદાર તશ્તો કહે છે. એ રકાબીનું અવસ્તામાં ખોલ્લું નામ આવતું નથી. પણ હોમ પીવા આગમચ જેમ હાલ ગાલવામાં આવેછે તેમ ગાલવામાં આવવા વિષેના ઈશારાઓ મલે છે. વીસ્પરદમાં[4]માં ગાલતા હોમને વાસ્તે [illegible] બોલ આવ્યો છે.

૫) એ મુખ્ય આલાતો સિવાય હાલમાં આપણે હોમની થતી

---

(૧) ક૦ ૧૪ ક૦ ૭ (૨) ક૦ ૩૪ ને ૪૦ (૩) વં. ૫ર ૧૪ ક૦ ૧૮ (૪) ક૦ ૧૨ ક૦ ૧

યજશનેની ક્રિયામાં બરસમ મેલવાને આલાતની એક જોર જોઇએ છે જેનું નામ અવસ્તામાંથી મુદલ મલતું નથી. એ આલાતને દાદસ્તાને દીનીમાં અને ફારસીમાં "માહરૂઇ" (મોહરાં) કહે છે. કારણ કે તેનો આકાર ચંદ્રનાજેવો છે.

વળી હાલમાં આપણ ફુલીઆં વાપરીએ છીએ તેને વિષે પણ અવસ્તામાં કંઈ શબ્દ નથી. પણ પેહેલવીમાં એને વિષે ઇસારો છે.

**એ ક્રિયામાં વપડાતી બીજી ચીજો**—ઉપલી ખનિજ (Mineral) પદાર્થોના આલાત સિવાય નીચલી બીજી જીવ સાંધન સંબંધી (organic) પદાર્થો એ ક્રિયામાં આવેછે.

૧ [illegible] પાણી.

૨ [illegible] [illegible] ઉર્વરાંમ– એ વર્ગમાં હાલમાં બરસમને વીતારવા માટે ઉપયોગમાં આવતી ખજુરીની પાત્રી [illegible] અને દાંડમરીનું મુળ [illegible]. આવેછે.

3 [illegible] [illegible] ગોશુદો (દરૂનપર મેલવામાં આવતું ઘી)

૪ [illegible] [illegible] જીવાંમ (બકરીનું દુધ)

૫ [illegible] દરૂન

વળી ઉપલી જીવ સાધન અને નીરજીવ સાંધન સંબંધી ચીજો સિવાય "આતશ" એ ક્રિયામાં હાજર હોવો જોઇએ એવું અવસ્તાના ઘણાક ભાગો પરથી માલમ પડે છે. વંદીદાદમાં[1]યજશનેના આલાતો બરસમ, તસ્ત અને હાવનીમ સાથે હોમ અને આતશનું નામ આપ્યું છે.

**૪૬ હોમની ક્રિયામાં અર્પણ કરવામાં આવતી ચીજ**—યજશને[2]પ્રમાણે હોમની ક્રિયામાં ગોશ્ત અપર્ણ કરવામ આવતું હતું. એ પ્રમાણે આગલ સોમની ક્રિયામાં પણ કરવામાં આવતુ જે વખતે મોટાં જાનવરોનો ભોગ આપવામાં આવતો. યજશનેમાં આવેલી એ બાબદને શાયસ્તલાશાયસ્ત નામની પેહલવી કેતાબથી[3] પણ

(૧) ૫૨ ૫ ફ૦ ૩૯ (૨) હ૦ ૧૧ ફ૦ ૭ (૩) ફ૦ ૪

ટેકો મલે છે. તે કેતાબમાં જો એક ગોસ્પંદ કાપ્યું હોય તો તેનાં જુદા જુદા ભાગોને કોણ કોણને અર્પણ કરવા તે વિષે લખતાં કહે છે કે હોમને દાહૂબી આંખ અને જરબું અર્પણ કરવું. મી૦ કુન્ટેના વર્ણન કરેલા આપણા આગલા તબક્કાઓમાંના પેહેલા તબકકાની ક્રિયાનો એ ગોસ્ત અર્પણ કરવાની ક્રિયા, બાકી રહેલી નીશાની (remnant) દીસે છે. અલબતે જયારે હોમે એ ક્રિયા અને પાલો દાખલ કીધાં ત્યારે તો નહીં પણ તેની થોડેક પછી એ ગોશ અર્પણ કરવાની રીત દાખલ થઇ હોય. હાલની આપણી ક્રિયામાંથી એ ચીજ નીકલી ગઇ છે. પણ હાલમાં જે દુધ (જીવાંમ) અને ઘી (ગોશુદો) વાપડવામાં આવે છે તે કેટલાક સાહેબો ધારે છે કે એ ગોસ્પંદ અથવા ગોસ્ત અર્પણ કરવાની ચાલનો એક ભાગ (remnant) રહી ગયો છે. પણ ધારવામાં આવે છે કે બીજો ભરવાડનો (pastoral) જમાનો, જયારે મનુષ જાતનો સાધારણ ધંધો ઢોરોને પાલી તેઓનાં દહી દુધ ઉપર ગુજરાન કરવાનો હતો, તે જમાનાની એ ચીજો નીશાંની હશે. જયારે માણસ એક જંગલી શેકારીની હાલત ઉપરથી એક સુલેહ સંપજવાલા ભરવાડની હાલત ઉપર આવ્યો તે વખતની એ ક્રિયા હશે. વળી ઘંહુ (અનાજ) નો દરન એ ત્રીજા તબકકાની ખેડુતનાં (agricultural) જમાનાની નીશાની દીસે છે.

**૪૭ એ ક્રિયા કરેલા હોમ વિષે વંદીદાદ વિગેરે પુસ્તકોમાં મલતાં ફરમાંનો અને પરચુટણ બાબદો**—મુવેલાં તનની બાબદમાં વંદીદાદની ૫ મી પરગરદમાં જરથોશતના સવાલના જવાબમાં હોરમજદ કહે છે કે કોઇ ઘેર (ક્રિયા કરવાનાં મકાન) માં હોમ તથા બીજા આલાતો હાવનીમ, બરસમ વિગેરે હોય અને ત્યાં કદાચ કુતરો અથવા માણસ મરી જાય તો તે મકાંનમાંથી એ હોમ અને આલાતો બાહેર કાઢી પેલાં મરણ પામેલાં કાલબુદને બાહેર કાઢી જો શીઆલો હોય તો ૯ દીન પછી અને હુનાલો હોય તો ૩૦ દીન પછી તેઓને પાછાં તે મકાંનમાં લાવી ક્રિયા કરવી.

૬ થી પરગરદ પ્રમાણે કુટેલા હોમને જો ગલીચી નસો ઇત્યાદી

લાગે તો તેને રદ કરવો. દીનનાં કામમાં લેવો નહીં; પણ જો કુટયા વગરનો હોય તો નસો લાગેલો ભાગ ચાર આંગલ જેટલો આજુબાજુથી કાપી નાખવો અને પછી બાકીના ભાગને એક વષ રાખી મુકી ગમે તો ખોરાકમાં લેવો.

**હોમની ક્રિયા હોરમજદને અર્પણ**—યજશનેના ૨૪ મા હા ઉપરથી તેમજ અવસ્તાનાં બીજા ભાગો ઉપરથી માલમ પડે છે કે હોમ ઘડી ઘડી હોરમજદને અને તેના અમશાસ્પંદોને અર્પણ કરવામાં આવે છે એ ઉપરથી જણાયછે કે હોમના ગુણો જે આપણે આગલ તપાસ્યા તેમાંના ઘણાખરા હોરમજદની સ્તુતી સાથે ક્રિયા કરેલા હોમનાં ગુણો છે.

**હોમ અને સોમની ક્રિયા વચ્ચે ફરક**—નીચે હાલમાં થતી હોમ અને સોમની ક્રિયા વચ્ચે શું શું બાબદોમાં ફેર પડે છે તેની વીગત આપી છે.

| હોમની ક્રિયા. | સોમની ક્રિયા (જીઓતીશતોમ) |
| --- | --- |
| ૧. હોમને હાવનીમમાં છુંડવામાં આવે છે. | બે પથ્થરથી છુંડવામાં આવે છે. |
| ૨. સુરાખદાર નરતાથી ગાલવામાં આવે છે. | કપડાંથી ગાલવામાં આવે છે. |
| ૩. સાથે દાડમડીની જર (ઉરવરાંમ) છુંડવામાં આવે છે. અને જીવાંમનો કતરો નાખવામાં આવે છે. | સોમની ક્રિયામાં નહી. |
| ૪. એનો રસ જરા પીલાશપર છે. | લીલાશપર |
| ૫. માત્ર જોતીજ હોમ પીએછે અને તે પણ થોડો. | સઘલા ૧૬) બ્રાહમનો જેઓ "જીઓતીશતોમ" ની ક્રિયામાં સામેલ હોએછે. તેઓ પીએછે. અને વલી તેઓમાં "અધવર્યુ" અને "હોતા" (જોતી) નામના બ્રાહમનો તો ઘણો જથો પીએછે. |

| | |
|---|---|
| ૬. હોમને ફક્ત આતશને દેખાડી પી જવામાં આવે છે, પછી એક વખત ફરીથી તૈયાર કરી તેમાંનો થોડો કુવામાં નાખવામાં આવે છે. | પીવા આગમચ દેવતાઓની યાદમાં થોડોક આતશ ઉપર નાખવામાં આવે છે. |
| ૭. ઝાડ પાન વીદ્યાના કાયદા પ્રમાણે એ Asclepias acida નાં સાધારન વર્ગમાં આવેછે, પણ એ વર્ગની કેઇ જાત તે ચોક્કસ થયું નથી. | સોમનો પાલો એ Asclepias Acida નાં વર્ગની Sarcostemma Brevestigma નામની જાત છે. |
| ૮. સઘલા આલાતો ધાતુના છે. | સોમની ક્રિયામાં આપણા કરતાં થોડાક જુદા આલાતો વપડાય છે ને તેમાં લાકડાંના પણ છે. |

**પેહલવી કેતાબોમાંથી હોમ વિષે મલતું પરચુટણ જ્ઞાન**—શાયસ્ત લાશાયસ્તમાં[1] બચ્ચાંને પેહેલા ખોરાક તરીકે હોમ આપવા કહે છે.

દાદેસ્તાને દીનીર[2]માં હોમ તૈયાર કરતી વખતે જે ક્રિયા કરવામાં આવેછે તેનાં ઈશારા અને ખોલાસા છે. યજશને કરતી વખત જયારે હોમ કુતવામાં આવે છે ત્યારે ૪) યથા અહુ વઈર્યો પઢતાં પઢતાં ૪ વખત જોરનું પાણી હાવનીમમાં નાખી તેને કુટવામાં આવેછે તે વિષે કહેછે કે ભલા દીન લાવનાર ૪) જણના નામના એ ઇશારા છે. એ ચાર જનનાં નામ જરથોશ્ત, હોશેદર, હોશેદરમાહ અને સોશીઓસ છે.

હોમ કુટતાં કુટતાં હાવનીમ લાલા વટે વજાડવામાં આવે છે તે વિષે કહે છે કે ઉપલા દીન લાવનારાઓના આવ્યાથી માણસોને તેઓની મનશની, ગવશની અને કુનશનીનો જે વિચાર આવશે તેનો બેઆલ્હ આપવા માટે છે.

(૧) બાબ ૧૦ મો ફ. ૧૧ મો. (૨) બાબ ૪૮–૫૦ ૩૦–૩૩.

વળી પેહેલવેહેલાં ૩) અષેમવહુ પઢતાં હાવનીમમાં હોમ કુટવાને માટે જે જોરના કુલીઆંમાંથી ૩) વખત પાણી નામવામાં આવે છે તેને વરસાદ પડવાના ત્રણ તબક્કાની ઇશાંણી ગણી છે. ૧) લું વરસાદનું બંધાવું ૨) વાદલાંનું બંધાવું અને ૩) જું વરસાદનું બનવું જે કુદરતી વીદ્યાની ભાષામાં બોલીએ તો ૧) બાફીકરણ evaporation ૨) વાદલાંનું બંધાવું formation of clouds અને ૩) તેનું વરસાદ થવું condensation as rain.



# શુદ્ધી પત્ર.

| પાનુ. | લીટી. | અસુદ્ધ. | સુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૫ | ૨૩ | કામ | કામાજી |
| ૯ | ૧૯ | થશે | થયો |
| ૧૦ | ૨૬ | વર્ણને | વર્જુન |
| ૧૨ | ૨૭ | સુપ્નનો | સપ્નુનો |
| ૧૪ | ૧૧ | નથી. તે | નથી તે |
| ૧૫ | ૧૨ | હોય તો, કહુવા | હોય તો—કહુવા |
| ૧૬ | ૧૮ | પેગમબરી | પેગમબર |
| ૧૬ | ૨૬ | પાલાન | પાલાની |
| ૧૯ | ૧૭ | આપણે | " આપણે |
| ૨૧ | ૨૮ | આપો | આપો |
| ૨૪ | ૯ | ઉપરથી; | ઉપરથી, |
| ૨૪ | ૨૨ | ઘણુ | ઘણા |
| ૨૪ | ૨૬ | આગળા | આગલ |
| ૨૫ | ૮ | બીશપ મ્કયુરીન | બીશપ મ્યુરીન |
| ૩૩ | ૨૭ | બા પોકારથી | બા પોકાર |
| ૪૧ | ૧૨ | આપેલાંને | પામેલાંને |
| ૪૪ | ૧૩ | કે આએ | કે જયાં નથી આએ |
| ૪૫ | ૨૮ | જમાનપર | જમીનપર |
| ૪૬ | ૧૦ | વર્ણુ | વર્ણન |
| ૫૧ | ૧૪ | શપ્પસોજ | શપ્પસોએજ |
| ૫૨ | ૨૫ | અને ક્રિયાની | અને ૩) ક્રિયાની |
| ૫૯ | ૧૭ | નથી; | નથી, એમ નથી; |
| ૬૧ | ૫ | બ્લાટસ્કી | બ્લાવાટસ્કી |
| ૬૫ | ૩ | વપ | વર્ષ |